# SAHITYASETU

ISSN: 2249-2372

**A Peer-Reviewed Literary e-journal**

Sahityasetu

**Year-1, Issue 2, Continuous Issue 2, March-April 2011**


## Index – અનુક્રમણિકા





**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan

**Publisher:** Dr.Tanvi Shukla

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 2, Continuous Issue 2, March-April 2011

# Editorial – સંપાદકીય

સાહિત્યસેતુને આપના તરફથી ઉમળકાભેર આવકાર મળ્યો તેથી અમે સૌ ઉત્સાહિત થઈને આભારની લાગણી વ્યક્ત કરીએ છીએ. પહેલા જ અંકને આઠસો ઉપર વાચકો દ્વારા વાંચવામાં આવે અને સો જેટલા વાચકો દ્વારા આનંદ વ્યક્ત કરતાં, સૂચનો આપતાં પ્રતિભાવો સાંપડે એ અમારા માટે ગૌરવરૂપ ઘટના લેખીએ છીએ. દર બે મહિને અમે આપ સૌ માટે સાહિત્યિક રચનાઓનો રસથાળ લઈને આવવા પ્રયત્નશીલ રહીશું. વિવિધ સ્વરૂપોમાં લેખન કરતાં લેખકો–કવિઓ તરફથી પણ અમને સકારાત્મક પ્રતિભાવો મળી રહ્યાં છે. હજી સિનિયર લેખકોની મુશ્કેલી એ છે કે કોમ્પ્યૂટર પર રચનાઓ મોકલવી એમના માટે અગવડરૂપ બની રહે છે. અમે પ્રયત્નશીલ છીએ કે એમની રચનાઓને આરંભના તબક્કામાં મુદ્રિત કરી આપીને પણ વાચકો માટે સુલભ બનાવવાનો પ્રયત્ન કરીએ.

વિદેશમાં વસતાં વાચકો–કવિ–લેખકોના પ્રતિભાવો પણ મળ્યાં છે. તેમ છતાં એમને પણ જાણ થાય તે માટે અમે દરેક સાહિત્યરસિક મિત્રોને આગ્રહભરી વિનંતી કરીએ છીએ કે, આપ આ ઈ–જર્નલની લિન્ક આપના વિદેશમાં વસતા મિત્રો, સ્વજનો અને ગુજરાતી કે સાહિત્યપ્રેમીઓને મોકલી આપી આભારી કરશો.

વિદ્યાર્થીઓ, સાહિત્યના અધ્યાપકો દ્વારા અમને વધારે અભિપ્રાયો, સૂચનો મળે તેવી અપેક્ષા છે. અત્યારે એમનું સર્વ સામાન્ય સૂચન એ છે કે, આઈ.એસ.એસ.એન. નંબર મેળવવો. તો એ બાબતે જણાવવાનું કે, એ પ્રોસિઝર એના અંતિમ તબક્કામાં છે અને એક–બે અંકમાં એ પ્રાપ્ત થઈ જશે. ભવિષ્યમાં ગુજરાતની વિવિધ યુનિવર્સિટીઓમાં ચાલતા સાહિત્યિક વિષયોના અભ્યાસક્રમને ધ્યાનમાં રાખીને એક અલગ જ વિભાગ ઊભો કરવામાં આવશે. પરોક્ષ રીતે શિક્ષણ આપવાનો પ્રયાસ પણ કરવામાં આવશે. આ સિવાય વિવિધ સાહિત્ય, ભાષા અને કલાઓના વિદ્વાનો દ્વારા ચલાવાતો ચર્ચા–વિમર્શ મંચ ઊભો થાય તેવી ઈચ્છા પણ છે. આ ક્ષેત્રોમાં ચાલતાં વિવિધ વિચારપ્રવાહોની વિચારણા અને જાણકારી અહીંથી મળે તે માટે વિદ્વાનોના સહકારની અમે અપેક્ષા રાખીએ છીએ.

આ અંકમાં કવિતા, વાર્તાઓ, લેખો આપવામાં આવ્યાં છે. અનુવાદકાર્યને વધારે પ્રોત્સાહન મળે તે માટે દુનિયાભરમાં કાર્યરત અનુવાદકોને આમંત્રિત કરીએ છીએ. આવો, વિશ્વની ઉત્તમ રચનાઓને વિવિધ ભાષામાં લઈ જવાનો અને એ રીતે આનંદાનુભૂતિને વિસ્તારવાનો પ્રયાસ કરીએ.

**ડો. નરેશ શુક્લ**
**મુખ્ય સંપાદક**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 2, Continuous Issue 2, March-April 2011

## હરદ્વાર ગોસ્વામી : એના વિશે મુશાયરો

### એના વિશે મુશાયરો

દોસ્ત, સૌના આભનો આવી રીતે થાતો મરો,
સૌને સૌના સૂર્યનો કરવો પડે છે ખરખરો.
આવી છે જ્યાં પર્વતાઈ આ સમંદરમાં જરા,
ચુપ થયા ઝરણા બધા, જાણે ઉભા છે પથ્થરો.
આપણે ક્યારેય પણ જેને મળ્યા નાં હોય, ને–
આપણામાં રાત–દિન એના વિશે મુશાયરો.
જિંદગીભર આપની શાહી વિશે અક્ષર બનું,
સાવ કોરા કાગળે જીવી બતાવો સાક્ષરો.
એ પછી સૌ ધારણામાં તું હશે 'હરદ્વાર' પણ,
સૌ પ્રથમ હોવા વિશેની ધારણા પૂરી કરો.

### તિલક ગઝલનું

ખુદને ખુદથી એમ અલગ કર,
સહેજ અમસ્તું રહે ન અંતર.
જોજન ઈચ્છાઓને તેડી,
બોલો, ક્યારે પ્હોચાયું ઘર?
તારો ઈશ્વર તારા જેવો,
મારા જેવો મારો ઈશ્વર.
આંખો સામે તું આવે છે,
મને પુકારું મારી અંદર.
સાત જનમનો શોક મુકીને,
ઉજવી લે તું ક્ષણના અવસર.
ઓરસીયે હું ઘસાઈ ઉભો,
તિલક ગઝલનું કરતા રઘુવર.

**શ્વાસની હરએક ડાળને**

જત એટલું જણાવ, કબીરાઈ સાળને,
લાગી રહ્યો છે ભાર તિલકનો કપાળને.
વાસંતી અક્ષરોએ મને ચિંટકો ભર્યો,
ફૂલો ફૂટે છે શ્વાસની હરએક ડાળને.
કોમળ ચરણ પડ્યા પછીની વાત નાં પૂછો,
લ્યો, દોડવાનું મન થયું છે આજ ઢાળને.
બાંધી રહ્યો છું હું જ મને મારા હાથથી,
જો, જીવ પાથરી ઉભો છે શ્વાસ જાળને.
જ્યાં કોઈ સ્હેજદુર ગઝલથી કરે મને,
લાગે મને કે છેદી રહ્યું કોઈ નાળને.

---

## હરદ્વાર ગોસ્વામી, કવિ, લેખક તથા ઉદઘોષક


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr.Tanvi Shukla

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 2, Continuous Issue 2, March-April 2011

## ધ્વનિલ પારેખ : કાવ્ય

(1)

ભીંતો બધી ફફડી ઊઠી, આ ઘર હવે મારું નથી;
બસ લાગણી ખૂટી પડી, આ ઘર હવે મારું નથી.
મૂક્યુ હજી પે'લું ચરણ, કકળાટ કરતો હીંચકો;
સંબંધની સાંકળ તૂટી, આ ઘર હવે મારું નથી.
ઘરમાં ગયો, ઊભો રહ્યો, સૂની નજર સામે મળી
આંખો પછી સાથે રડી, આ ઘર હવે મારું નથી.
પ્રત્યેક ખૂણાને મેં અડકી અડકીને પૂછ્યું હતું,
કેવી વીતી રાતો બધી, આ ઘર હવે મારું નથી.
તૂટી ગયેલા ઓટલા પર આખરે બેસી પડ્યો,
પથ્થરને પણ પીડા હતી, આ ઘર હવે મારું નથી.

(2)

બાળકનાં પગલાં જ્યારથી આગળ પડે,
હા, શક્ય છે, કે બાપને રસ્તો મળે.
ભૂલી જવાની ક્ષણ હતી, અટકી ગયા,
તારાં સ્મરણની હેલી ત્યાં આવી ચડે.
તારી જ ઈચ્છાનું આવું પરિણામ છે,
નહીંતર છલકતી આંખ આ પથ્થર બને?
માથે પડી છે જિંદગી તારા વગર,
આવી સજા તો માત્ર તું આપી શકે!

ધ્વનિલ પારેખ

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 2, Continuous Issue 2, March-April 2011

## રિષભ મહેતા : હું

---

(1)

બારીમાંનો ટૂકડો છું ; આકાશ નથી હું
ઝાંખો પાંખો અક્ષર છું ;ઈતિહાસ નથી હું
લાભ મળ્યો છે મને તમારી ઉદારતાનો
બાકી એની જાણ મને કે 'પાસ' નથી હું !
પવનના જેવી ગઝલમાં મારી અવરજવર છે
મરીઝ, બેફામ, મનોજનો કોઈ શ્વાસ નથી હું!
મનગમતા એકાદ ખૂણામાં પડી રહું છું
ઈશ્વર તારી જેમ કંઈ ચોપાસ નથી હું !
થોડાક શબ્દો થોડા સ્વરનો છે સથવારો
હું દિવાને આમ છું કોઈ ખાસ નથી હું !
કાચા પાકા પોતીકા એહસાસના સમ છે
મળ્યો પરાણે ગઝલમાં એવો પ્રાસ નથી હું !

(2)

તું નથી તો .....
આ શહેર પણ અજનબી છે ; તું નથી તો –
સાવ સુની જિંદગી છે ! તું નથી તો.
ગુમ થયો છું હું પરિચિત માર્ગ માં પણ–
જાત માહિતી ખૂટી છે! તું નથી તો.
ફૂલની દુકાન સૌ ખુલ્લી જ છે; પણ–
ખોટ ખુશ્બુની પડી છે; તું નથી તો!
ઓઢણી લહેરાય છે તો પણ હવામાં–
રંગની કેવી કમી છે! તું નથી તો.
કાનમાં ગુંજ્યા સતત હોંકારા તારા
હર કદમ પર તું મળી છે! તું નથી તો.
આ નગર તસ્વીર મારી લઈ શક્યું ના
એક છાયા સંચરી છે! તું નથી તો!

**મુક્તક:**

તોડી શકે તો શબ્દના કવચને તોડી નાંખ
સર્જક! પુરાના અર્થને પહેલા મરોડી નાંખ
જેમાં ફક્ત તારું જ બિંબ ભાસતું રહે
એ એક પક્ષી આઈનો હમણાં જ ફોડી નાંખ!

---

**રિષભ મહેતા**


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr.Tanvi Shukla

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 2, Continuous Issue 2, March-April 2011

# સુસ્મિતા જોશી : કાવ્ય

---

૧

પીંડીઓના કળતર જેવો સૂરજ
કોઠાના ઝાડ પાછળથી
ડોકાયો
ત્યારે
કાગડાઓએ પંજા નીચે દાબેલા પ્રવાહને
કોચીને
ખેંચીને
ચાવવાનું શરૂ કર્યું.
બગાસાં ખાતી હવાનાં
વળ ખાતા મરોડોની
ખાંચાખૂંચીમાં
અટવાયેલા
બગલાના તીણા ચિત્કાર
અવકાશને ખોતર્યા કરે છે.
દિવસની શિરાઓમાં
સમય વહેવાનું શરૂ કરે છે;
સંકેલાઇ ગયા પછી પણ
ધીમું ધીમું ફરક્યા કરતા
વહાણના સઢની જેમ જ.
આંકડા પાડી
સમીકરણો માંડી
ગણતરીપૂર્વક
પૂરી ચોકસાઇથી
સૂરજ તસુ તસુ ચઢે છે
ઊંચે...ઊંચે...વધુ ઊંચે
ઝીણા રાગે વહેરાતી ક્ષણો
કોઇનેય

ખલેલ પહોંચાડ્યા વિના
પથરાતી જાય –
ત્વચાની પથરાળ કળચલીઓમાં
ઘર કરીને બેઠેલા
કળતરને
મીઠાના નવશેકા પાણીથી ઝારી ઉતારી દેવાય.
મેલા ઘેલા પાણીમાં
ઉતારાયેલા
દયામણા સૂરજને
ઘડીભર પંપાળી લેવાની ઇચ્છા થઇ આવે
ત્યારે–
ત્રાંસી ડોકે જોતા કાગડા
વળી પાછો કોઇ પ્રવાહ પંજા નીચે દબોચી લે છે.
તસુ તસુ
સરકતો સૂરજ
રાતવાસો કરવા
ઊતરી આવે છે
મારી પીંડીઓમાં.

૨

જેને
કોઇ પગડંડી, કેડી કે રસ્તો અડતાં નથી
એવા એ ઘરની
ખાંસતી બારીઓ
પછડાઇ પછડાઇને
હવે અધમૂઇ થઇ ગઇ છે.
બારણાં સ્થૂળ થઇ
વધતાં જ જાય છે અંદરની તરફ
ગૂંગળાઇ જતી દિવાલો
વળ ખાઇ ખાઇને જમીન ઉપર આળોટે છે.
ઘરનો અંધારો ખૂણો
એના ઝીર્ણ અવકાશમાં
વસ્ત્રો સંગોપીને બેઠો છે સભરતાનાં.
હાંફતાં વસ્ત્રોમાંથી ડોકિયાં કરતી
પરસેવાની ગંધને જેની અપેક્ષા છે
તે ઠંડી મીઠી લહરખીને
કાખમાં દબાવીને વહેતો
અંતરિયાળ પવન
એની ઘેરી ચાળ ઝટકતો
હવે ચાલી ગયો છે


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr.Tanvi Shukla

હથેળીઓના વેરાનમાં
અશ્મીભૂત થવાની અણી પર આવેલા
ઘરની રિક્તતાએ
છેવટે
રેલાઈને
પગદંડી, કેડી બનવા માંડ્યું છે.

૩

સ્વપ્નના પરિઘ પર
વર્તુળાતી સ્થિતિનાં સીકરો ઊડ્યા કરે
હંમેશાં દઝાડે
એવું ન બને
શીળો લેપ કરી જાય
ત્યારે ચમકી ઊઠતી
શૂન્યતાને
પાંગરે સ્નિગ્ધતાની આલીલીલી કૂંપળો.
ઊગી નીકળવાના કેન્દ્રમાં
વર્તુળાયા કરતી
ક્ષણોની ધરી
ઊંડી ઊતરતી જાય
તેમ તેમ
નકરી જમીનમાં
વધુ ને વધુ મજબૂત પકડ ધરી લે.
પછી
વિસ્તરતો વેગ
ઘૂમરાતી ચેતનાનું
ભીતરે
વધતું દબાણ
ભુલાવી દે બધું ય
અનંત કાળ સુધી.

## સુસ્મિતા જોશી


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr.Tanvi Shukla

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 2, Continuous Issue 2, March-April 2011

# ગાયત્રી ભટ્ટ : શ્હેરમાં …

શ્હેરમાં …

ગામડાએ ઘર કર્યું છે શ્હેરમાં
ભોળપણ ભોઠું પડ્યું છે શ્હેરમાં
ધૂળ ઢેફાં ધાનના ઢગ ક્યાં ગયા ?
એક જણ ભૂલું પડ્યું છે શ્હેરમાં.
ઓટલો કે આંગણું ક્યાં છે કહો ?
બાળપણ રેઢું પડ્યું છે શ્હેરમાં !
પાંખ પણ પૂરી ન ફેલાવી શકે
આભ પણ ઓછું પડ્યું છે શ્હેરમાં !
સ્મિત પણ પહેરે ઉતારે વસ્ત્ર જેમ
વસ્ત્ર પણ ટૂંકું પડ્યું છે શ્હેરમાં !

ગાયત્રી ભટ્ટ

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 2, Continuous Issue 2, March-April 2011

# પ્રવિણ રાઠોડ : સહગમન

---

**સહગમન**

સખે ! હમેશાં મુજને કહે તું
‘ગુલાબ તારી લટમાં ધરું હું;
સદૈવ સોહે તન પૂર્ણ તારું
સદાય જોઈ મુજ ચિત્ત હારું.’
‘મળ્યો નથી એ અધિકાર કેમે
ગયો નથી એ અધિકાર તોયે
કહી શકું ના અધિકાર મારો
પ્રિયે ! કહે તેમ કરુંયે દાવો ?
‘સખે ! હવે તું કર ના કસોટી
રહી શકું ના તુજ વિણ સાથી
અરે ! હવે તું કર જાલ મારો
મળી જશે એ અધિકાર તારો.’
‘સુણી શકું ના અનુરાગબાની
સહી શકું ના તુજ આર્દ્ર વાણી
પ્રિયે ! હવે હવું તુજને કહું શું ?
મને હવે તું ગણ ના સહારો.’
વંટોળ આવે હર કોણથી ને
ઢળી પડે જેમ લતા સપાટે;
પડી જ એવી દિલકંથ પાસે
કદી ન આશા મુજ પુર્ણ થાશે
જોઈ તને દયિત વદને મ્લાનતા પૂર્ણ છાઈ
ને બોલ્યો તેઃ “મધુર વચનો બોલતી તું સદાય દેવી !
મારી સુરભિ બન તું ઈચ્છતો હું સદૈવ પ્યારી !”
હું તો તુજ નયનને વાંચવા મથું ત્યાં,
તું તો ચાલી નિરવ પગલે, શોધવાને ફરું ક્યાં ?
મારે માટે જડ જગતમાં જીવવાનું રહ્યું ક્યાં ?
હું તો આવું અમર જગતમાં સાથ તારો હશે ત્યાં.

તારી પાસે પ્રણયરસના નિત્ય પીયૂષ પીવા”
ત્યાં તો આવ્યાં ધમધમ થતાં દૂરથી કો’ક સૂર,
પાષાણોના થડથડ થતાં પાસ આવ્યા જ પૂર.
વેળામાંતો અવનિ પર ત્યાં રક્તધારા વહી ને
બંને ચાલ્યાં દયિત–દયિતા સ્વર્ગ કેરાં નિવાસે.

---

પ્રવીણ બી. રાઠોડ


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr.Tanvi Shukla

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 2, Continuous Issue 2, March-April 2011

# કવિ રાવલ : પ્રેમ જેવી બાબત....

હાસ્ય એનું તીખ્ખું અને નમકીન છે,
એમ લાગે છે આજ એ ગમગીન છે.

વાત ચોખ્ખી ને સ્પષ્ટ છે એ સાવ પણ
મામલો પેચીદા અને સંગીન છે.

પ્રશ્ન નાજુક છે એમ લાગે છે હવે,
એ વિચારોમાં કેટલાં તલ્લીન છે.

પ્રેમ જેવી બાબત બની ગઈ વારતા,
લાગણીઓની એ જ તો તોહીન છે.

સ્વપ્ન જેવું જોયા કરે છે એ ય પણ –
એટલે આંખો એમની રંગીન છે.

(2)

ઉગીને નાભિમાં – ફેલતા છાતીમા, ને રક્તમાં ભળતા કદાચિત
નસેનસમાં – વમળ– આ તરન્ગોના જ રે'તા હવે તરતા કદાચિત

બધી લીલાશ, પન્ખી – અને માળો ગયાં ઝાડમાંથી એટલે તો...
રડે છે વ્રુક્ષ – ને આંસુ માફક ડાળથી પાંદડા ખરતા કદાચિત

ગણિત અર્થાત – હલચલ,તરન્ગો,સ્પન્દનોનો બનેલો દાખલો બસ–
સરળ કે ગૂઢ – આ ગૂંચવણની ગાંઠને સૌ સતત ગણતા કદાચિત

ગહન હો જ્ઞાન યા હોય પાગલપન – દશા બેય સરખી સાવ જાણે,
અવસ્થા કૈ હશે ? - એ'ય મસ્તીમાં રહે છે બધે ફરતા કદાચિત

હવાની જેમ નીકટ વહે, - સ્પર્શે – સરે ઓઢણી માફક અચાનક –
પરમ પોતે બની શ્વાસ–પળપળ ભીતરે સાવ–સળવળતા કદાચિત..

કવિ રાવલ

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 2, Continuous Issue 2, March-April 2011

# ગિરીશ પરમાર : સમાયોજન

---

**સમાયોજન**

રહેવા દે સાકી હવે જોઈશે તો ભરી લઈશ હું;
એક તારી જ તરફદારીને સહારે તરી લઈશ હું.
એ ન મળ્યાનો વસવસો ક્યાં સુધી યાદ રાખું;
એને ભૂલી જવામાં હવે જિંદગી ગુઝારી લઈશ હું.
જવા દે એ કાવા–દાવાની રીતો મનાવવા માટેની
એકાદ પ્રસંગથીય બધું સ્વીકારી લઈશ હું.
જરૂર એટલી હવે નથી રહી મને કોઈ શમાની,
ખુદના ઉજાસ ખાતર ખુદને સંકોરી લઈશ હું.
દોષ એને જ દેવો મનાસિબ ન કહેવાય !
મારી યોગ્યતાને કમજોર હવે ધારી લઈશ હું.
થોડુંક પરિવર્તન જો બદલાવી દે મને ‘પ્રેમ’
હશે કફનનો લિબાસ, તો ય પહેરી લઈશ હું.

---

ગિરીશ પરમાર, કડા, તા. વિસનગર, જિ. મહેસાણા

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 2, Continuous Issue 2, March-April 2011

# ઉર્મિલા ચૌધરી : હું જ છું...

---

## હું જ છું....

હું નથી કે પછી તું નથી ?
છે બધું છતાં કશું નથી
જોને સ્વાર્થના સાગરમાં,
લાગણીનું તૃણ તરવું નથી.
દીપક પણ દહે છે હાથને,
આજે કોઈ વિશ્વાસું નથી
પ્રભુ તું પણ કેમ મૌન છે?
શું તારેય સુખ ધરવું નથી
ઝઝૂમીશ તારા પ્રશ્ન સામે
પણ થાકી હારી મરવું નથી
તુંય ઝૂકીશ મારા જોમ સામે
મારે તને કરગરવું નથી....

---

ઉર્મિલા ચૌધરી, અમદાવાદ

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 2, Continuous Issue 2, March-April 2011

## અનુ.– દીપક રાવલ : પંજાબી વાર્તા– હવા ટાઈટ

---

(પંજાબી વાર્તા)
હવા ટાઈટ

ગુરમિત એકાએક ખડખડાટ હસ્યો. ઘરનાં બધા સભ્યો ચોંકી ગયા. ગુરમિત લગભગ બે વર્ષથી દુઃખના એવા ઊંડા સમુદ્રમાં ડૂબી ગયો હતો જ્યાંથી એને બહાર કાઢવાનું મુશ્કેલ જ નહીં, અસંભવ લાગતું હતું. આજે એ જ ગુરમિત એકાએક બાળકોની જેમ પ્રસન્નતાથી હસવા અને નાચવા લાગ્યો હતો. "કરી નાખી સાલાઓની હવા ટાઇટ..... ખાઇ ગયા સાલાઓને....... એમની તો મા...!"

બધા અવાક્ થઇને ગુરમિતને જોઇ રહ્યા હતા. આટલા દિવસના મૌનથી ક્યાંક ગાંડો તો નથી થઇ ગયો ? હમણાં સુધી તો ઠીક ઠાક હતો... કદાચ આજ કાલ ગુરમિતનું ચૂપ રહેવું જ સારુ લાગે છે. એ જિંદાદિલ ગુરમિત તો ન જાણે કયાં ખોવાઇ ગયો છે..! આજે એ જૂના ગુરમિતની રાખમાંથી જ તો ગુરમિતનું હાસ્ય આવ્યું છે.... આ તો ગુરમિત છે કે ફિનિક્સ ?

ઘરમાં બધા TV સામે બેઠા હતાં. રાષ્ટીય કાર્યક્રમની એ જ પરિચિત ધૂન વાગતી હતી, અને એ પછી સમાચારની, ત્યા સુધી તો ગુરમિતના ચ્હેરા પર અપશુકનીયાળ મૌન ચોંટ્યું હતુ. પછી સમાચાર વાંચકે સમાચાર વાંચ્યા, 'આજે ઈરાકી લશ્કરે અચાનક કૂવૈત પર હુમલો કરીને એને પોતાના કબજામાં લઈ લીધું છે.....' અને એનાથી આગળના સમાચાર ન તો ગુરમિતને સાંભળવા હતા કે ઘરનું કોઈ સભ્ય સાંભળી શક્યું.જાણે ગાંડપણનો હુમલો આવ્યો'તો ગુરમિત પર. ઈરાક દ્વારા કુવૈત પર કબજો જાણે ગુરમિતના જીવનની સૌથી સુખદ ઘટના બની ગઈ હતી. એના દુઃખી અને અશાંત મનને લાગતું હતું કે જાણે એણે જ કુવૈત પર કબજો કરી લીધો છે. એ રૂમમાંથી બહાર આવ્યો...લાઈટ કરી અને ખાલી પડેલા બે ડબલાઓને લાત મારવા લાગ્યો. – "આ સાલો અમીર ગયો, આ ગયો ક્રાઉન પ્રિન્સ...સા..આ...લો... કહેતો હતો કે સોનાના પતરાની કાર બનાવીશ..ભાગી ગયો ઉલ્લુનો પઠ્ઠો. બધા સાલાં ભાગી ગયા. ઓયે દારજી, ખુશીયાઁ મનાઓ, ઓયે, અજ તાં જી ભર કે શરાબ પીઓ...ઓયે...ઓન્હા દી મા મર ગઈ ઓએ... લે ગયાં સોરંચાનું...કરી નાંખી સાલાઓની હવા ટાઈટ..."

હાસ્યનો બંધ જે એણે પોતાના આંસુઓ સામે બાંધ્યો હતો તેમાં તીરાડો પડવા માંડી હતી. અને થોડી જ વારમાં એ બંધ તૂટી ગયો. ગુરમિત જેટલો જોરથી હસ્યો હતો એટલા જ જોરથી રડવા લાગ્યો. દારજીએ દીકરાને સંભાળ્યો. મા તો એક વર્ષ પહેલા જ દીકરાને મુકીને સ્વર્ગમાં પહોંચી ગઈ હતી. ગુરમિત હજી ગાંડાની જેમ બડબડ કરતો હતો. 'હુણ નહી છોડેગાજી, દુષ્ટ નહીં બચેગા, સારે દા સારા ગલ્ફ તબાહ હો જાયેગા. દારજી હુણ ઓથે કુછ નહીં બચના જે..'

દારજીને સમજાતું નહોતું કે એ રાજી થાય કે દુઃખી... ? એક બાજુ એમનો દીકરો રડતો હતો અને બીજી બાજુ આનંદ એ વાતનો હતો કે દીકરો બે વર્ષ પછી બોલ્યો તો ખરો ! બે વર્ષના મૌનનું આવરણ ગુરમિતના ચ્હેરા પર પડેલું હતું તેથી એની નીચેનું દર્દ કોઈને દેખાતું નહોતું. ગુરમિત કંઈ કહે તો એની પીડા સમજાય.

પીડા પણ એણે જાતે જ નોંતરી હતી. સરસ મજાનું ઘર હતું. ખેતી–વાડી હતી. આ બધું છોડીને એ ગયો જ કેમ ? વધું પામવાની ઈચ્છામાં જે હતું એ પણ લૂંટાઈ ગયું. મનુષ્યને સંતોષ જ થતો નથી ? કેમ એ વધુને વધુ પામવા ઈચ્છે છે ?

ગુરમિતના ઘણાં મિત્રો પરદેશ જઈ આવ્યાં હતા. દરેક પાસે વિદેશની અલગ–અલગ રસમય વાતો હતી. ત્યાંની કારોની વાતો, ડિપાર્ટમેન્ટલ સ્ટોર, સોનાની દુકાનો, ન જાણે શું શું...એકે એક બાબત ગુરમિતને આકર્ષી રહ્યાં હતી. નહીં તો ગુરમિતને શું ઉણપ હતી ? થોડા સમય પહેલા એના કુલવંતકૌર સાથે લગ્ન થયાં હતાં. ખેતરના શેઢા પર વિકસેલો પ્રેમ લગ્નના બંધનમાં બંધાઈ ગયો હતો અને પછી ગર્ભવતી પત્ની અને સમગ્ર પરિવારને છોડીને ગુરમિત કુવૈત ચાલ્યો ગયો.,

એને તો બસ તરસેમલાલને દેખાડવું હતું કે એ પણ વિદેશ જવાની તાકાત ધરાવે છે. તરસેમલાલ તો માત્ર આઠમું પાસ છે છતાં જૂઓ કેવી રીતે દુબાઈમાં નોકરીનો જોગ કરી લીધો અને આજે એનું ઘર દેશી–વિદેશી ચીજોથી ભરેલું છે. કોણ કહે છે કે તરસેલાલના પિતા તલપાપડી અને મગફળી વેચીને ગુજરાન ચલાવતાં હતાં. અને ગુરમિતને ત્યાં તો આમ પણ સુખ છે. એ તો અગીયારમું પાસ છે. ટ્રેક્ટર ચલાવે ત્યારે કેવો બાંકો યુવાન દેખાતો ?

બસ નિર્ણય કરી નાંખ્યો.'હું વિદેશ જઈશ' દારજી કે મોટાભાઈના સમજાવવાની કોઈ અસર નહીં. બસ એક જ જીદ. હઠીલો તો નાનપણથી જ હતો. પહોંચી ગયો ટ્રાવેલ એજન્ટ પાસે. ટ્રાવેલ એજન્ટો પણ સપનાના સૌદાગર હોય છે. વિદેશના એવા રંગીન સપના વેચે છે કે એ ખરીદવા માટે માણસ પોતાનું ઘરબાર પણ વેચવા તૈયાર થઈ જાય. આ સપનાઓએ જ ગુરમિતના મનમાં વિદેશ જવાની ઈચ્છાને પાગલપણાની હદ સુધી ભરી દીધી હતી.

ગામમાં ગુરમિતનું ઘર અમારા ઘરથી બહુ દૂર નથી. હવે તો એને ગામ કહેવું યોગ્ય નહીં કહેવાય. અનાજનું મોટું બઝાર છે અને એક નાનકડાં શહેરની બધી સુવિધાઓ ઉપલબ્ધ છે. અમારા બંનેના પિતા સારા મિત્રો છે. મારા પિતાની એક ડિસ્પેન્સરી છે ત્યાં. સારી એવી પ્રેકટિસ છે. ગુરમિતના પિતા વરયામસિંહનું નામ મોટા ખેડુતોમાં લેવાય છે.

ગુરમિત જ્યારે કુવૈત ગયો ત્યારે પહેલા મારી પાસે જ મુંબઈ આવ્યો હતો. 'ભાઈ, આવડું મોટું વિમાન, અને કહો છો એરબસ !' અરે આ તે કંઈ વાત થઈ ? ભાઈ વિમાન એ વિમાન છે અને બસ એ બસ. મને મુરખ શા માટે બનાવે છે..ભાઈ વિમાન જ્યાં સુધી મુંબઈ ઉતર્યું નહીં ત્યાં સુધી મારા પેટમાં ખળભળાટ થતો હતો. પરંતુ ભાઈ પિંડવાળા (ગામલોકો) તમારા બહુ જ વખાણ કરે છે. દરેક માણસ એક જ વાત કરે છે કે ડૉક્ટર જેતલીનો દીકરો જરાય બદલાયો નથી. વિમાન ચલાવે છે પણ જરાય અભિમાન નથી.

ગુરમિત ધારાપ્રવાહ બોલતો જતો હતો. મારી પત્ની તો શહેરની છે– ખાસ મુંબઈ શહેરની. ઘડીક હું ગુરમિત સામે જોતો તો વળી પાછો અપરાધી નજરે પત્ની સામે પણ જોઈ લેતો. પરંતુ પત્નીને પણ ગુરમિતની વાતોથી આનંદ થતો હતો. ગુરમિતની નિશ્છળ વાતો એને ગમતી હતી.


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr.Tanvi Shukla

હું જાતે જ ગુરમિતને કુવૈત મુકવા ગયો હતો. એરલાઈનની નોકરીના થોડા લાભ તો હોય જ છે. ત્યાં મારા મિત્ર દિનેશ બત્રા સાથે મુલાકાત પણ કરાવી દીધી. દિનેશ લગભગ દસ વર્ષથી કુવૈતમાં ચાટેર્ડ એકાઉન્ટન્ટ છે. ગામડાના ગુરમિતને પરદેશમાં પણ એક ઓળખીતો મળી ગયો હતો.

ગુરમિતે પોતાના સરળ સ્વભાવ અને વ્યવહારથી ઝડપથી પોતાની વ્યવસ્થા કરી લીધી. એને રહેવા માટે હિલ્ટન હૉટેલની પાછળ એક જગ્યા મળી ગઈ હતી. એણે જાતે જ પોતાની જગ્યા પસંદ કરી હતી. ગામના ઘર જેવું ઘર થોડું હતું ! આંગણામાં મુખ્ય દ્વારથી ઘર સુધી પહોંચવા માટે ત્રણ મિનિટ તો ચાલવું પડતું હતું. ચારે બાજું ઊંચી દિવાલોની વચ્ચે એનું ત્રણ ઓરડાનું વાતાનુકુલિત ઘર ! દિલ દઈને મહેનત કરતો હતો અને ત્યાં જગરાંવમાં કુલવંતે એક ફૂલ જેવી દિકરીને જન્મ આપ્યો હતો. બહુ ઈચ્છા હોવા છતાં પણ ગુરમિત પોતાની દીકરાના જન્મ વખતે જગરાવ જઈ ન શક્યો. પરદેશમાં પોતાની મરજીથી રજા પણ મળતી નથી. આ દરમ્યાન હું ગામ જઈ આવ્યો હતો. કુલવંત અને એની ઢીંગલીને જોઈ આવ્યો હતો. હવે હું જ ગુરમિત અને એના પરિવાર વચ્ચે એક માધ્યમ હતો.

મારે ફરી એકવાર કુવૈત જવાનું થયું. હવે ગુરમિતમાં ઘણાં પરિવર્તન આવી ગયા હતા. પોતાની કારમાં મને લેવા આવ્યો અને બપોરે સિઝર્સ રેસ્ટોરાંમાં જમવા લઈ ગયો. એની અંદર એક બાળક જીવતું હતું. ‘ભાઈ, આ પરદેશમાં તો ઘરેથી કોઈ કાગળ આવી જાય એનો જ એક આધાર હોય છે. આ અજબ દેશ છે. અહીં પોસ્ટમેન જ નથી. પોસ્ટ બોક્સમાંથી જાતે જ કાગળ લઈ આવવોના ! ’ ગુરમિતની આંખોમાં પીડાની એક ટીસ ઊઠી. કુલવંતની યાદ અને નહીં જોયેલી ઢીંગલીનો વ્હાલો ચ્હેરો એના મનમાં ઉતરી આવ્યો. ‘તમે તો ઢીંગલીને જોઈ છે ને ? કોના પર ગઈ છે ? ફોટામાં તો કંઈ ખબર નથી પડતી નથી.’

મને લાગ્યું કે જાણે ગુરમિત મારી આંખોમાં કુલવંત અને ઢીંગલીની છબિ જોવાની ચેષ્ટા કરી રહ્યો છે.

‘ભાઈ, હું દિનેશજીને ઓછું જ મળું છું. બહુ ભણેલા ગણેલા લોકો છે. ઘણીવાર તો જાત પર જ શરમ આવી જાય છે. એમના મમ્મી તો બહુ જ સારાં છે. જમ્યા વિના આવવા જ ન દે. અને ભાભીએ તો કુવૈતમાં ધમાલ મચાવી દીધી છે. કેટલું સરસ ગાય છે ! ‘કુવૈત ટાઈમ્સ’ અને ‘અરબ ટાઈમ્સ’ બંનેમાં એમનો ફોટો છપાયો હતો.’

હું એ માણસને સતત જોઈ રહ્યો હતો. કેટલો સરળ, કેટલો વ્હાલો !

અરે જ્યારે પણ કુવૈત જવાનું થાય ત્યારે દરેક વખતે ગુરમિત પાસે મને કહેવા માટે નવી વાતો, નવા પ્રસંગો હોય જ. એમાંની અડધા ઉપરની ઘટનાઓમાં તો એની અંદરનો બાળક જ બોલતો હોય. વિદેશી ચમકતી વસ્તુઓ તરફ એક બાળક જેવું આકર્ષણ સ્વાભાવિક હતું.

પરંતુ એક દિવસ બહુ ઉદાસ બેઠો હતો. ‘ભાઈ, અહીંની પોલિસ બહુ જ ખરાબ છે. સાવ અભણ પોલિસ છે. અંગ્રેજીનો એક અક્ષર પણ આવડતો નથી. બસ એક દિવસ પકડી લીધો આપણા મલયાલીભાઈને...હા, એક નાયરને. પહેલા ચોકમાં એની વાનની તપાસ કરી. પોલીસ એની બંદુક વાનમાં ભૂલી ગયો. આગળના ચોકમાં બીજા પોલિસવાળા ચેકીંગ કરી રહ્યાં હતા. બસ, વાનમાં બંદુક મળી...બીચારાને ટીપી નાંખ્યો. એ બિચારો દુબળો–પાતળો ઘાસફૂસ ખાનારો માણસ. શરીરમાં કંઈ દમ નહીં ફસાઈ ગયો આ ડંગોરાઓ વચ્ચે. પોલિસ સ્ટેશને લઈ ગયા. બહુ માર્યો. એ લોકો એમની અરબીમાં પૂછતાં હતા અને આપણો માણસ અઁગ્રેજી અને મલયાલીમાં રડી રહ્યો હતો...ભગવાને બચાવી લીધો એ બિચારાને. પછી ખબર પડી તકે બંદુક તો એમના પોલિસવાળાની જ છે. પણ આપણઆ માણસને તો અધમૂઓ કરી નાંખ્યો ને ભાઈ, અહીં તો અરબી બોલી તો આવડવી જ જોઈએ.’

વિદેશમાં એકલા પડી જવાનો ડર ગુરમિતની આંખોમાં સ્પષ્ટરૂપે દેખાતો હતો. સાત સમુદ્ર પાર કરીને વિદેશ જવાની લલક હતી ગુરમિતમાં... પરંતુ એક જ સમુદ્રની પાર પહોંચીને એનું મન ધ્રુજી ગયું હતું.

પછી કંઈક એવું બન્યું કે થોડા મહિનાઓ માટે કોમ્પ્યૂટરે કુવૈત ને મારા નામ વચ્ચે પણ એક સમુદ્ર ભરી દીધો. અને મારું નામ કુવૈતની ફ્લાઈટો પર દેખાયું નહીં. આ દરમ્યાન પત્રોથી જ મને સૂચના મળી કે ગુરમિત ગામનો આંટો મારી આવ્યો છે અને કુલવંત અને ઢીંગલી કુવૈત પહોંચી ગયા છે.

કુલવંત અને ગુરમિત. સાથે થોડાંક મહિનાની ઢીંગલી– એક પ્રેમાળ પરિવાર. હું પણ પ્રસન્ન હતો કે ચાલો બંનેની એકલતા દૂર થઈ. આખરે કુલવંત પણ આટલા પરિવારજનો વચ્ચે એકલી જ તો હતી. ગુરમિત સિવાય એને બીજા સાથે કેટલી નિસબત. અને એ જ ગુરમિત એની પાસે હતો. એની પાસે એનો પોતાનો ગુરમિત. હવે કોઈ ગોરી મેમ એના ગુરમિતને ઉઠાવીને નહીં લઈ જાય. આરબોની પરીઓ પણ જાદુ જાણે છે ! બીચારી કુલવંત !

દિનેશનો ફોન કુવૈતથી આવ્યો ત્યારે હું એ વખતે જાપાન ગયો હતો. આ નોકરી એક જગ્યાએ ઠરીને બેસવા દેતી નથી. દુનિયાભરના શહેરોના ફેરા કર્યા કરું છું. ઘરમાં ઠરીને રહેવાનું એક મોટી પ્રાપ્તિ જેવું લાગે છે.

દિનેશે કોઈ વિશેષ સંદેશ મૂક્યો નહોતો. એ હંમેશા સંયમિત રીતે જ વાત કરે છે. સમયે એને સંપૂર્ણ રીતે પરિપક્વ બનાવી દીધો છે. એનો અવાજ કાયમ સપાટ જ લાગે છે. કોઈ પણ ઉત્તેજના કે ભાવુકતા વિનાનો! પત્નીએ એને જણાવી દીધું હતું કે હું જાપાનથી ક્યારે પાછો આવીશ. અને એણે પણ એટલું જ કહ્યું કે 'હું ફોન કરીશ.'

ઈકબાલભાઈએ સેવો મોકલી હતી. નારાજ થઈ ગયા હતા. કહેતા હતા કે, 'આટલી મોટી મોટર ટ્રેઈનિંગ સ્કુલ ચલાવો છો અને અમારી ભાભીજીને ગાડી ચલાવતા આવડતું નથી. !' 'તમને વઢતા હતા કે વહુને ઘરમાં પૂરી દીધી છે.' પત્નીએ કહેલું.

ઈકબાલભાઈને ઈદ મુબારક કહેવા ફોન કર્યો અને ચ્હાની ચુસ્કીઓ લેવા લાગ્યો.

દિનેશનો ફોન ફરીથી આવ્યો. એ જ સંયમિત અવાજ. 'સુરેન, તું કાલે જ કુવૈત આવી જા. બહુ જરૂરી કામ છે. હું એરપોર્ટ પર તારા વિઝા લઈને આવી જઈશ. ઓછામાં ઓછી એક અઠવાડિયાની રજા લઈને આવી જા. કામ બહુ જરૂરી છે. ગુરમિતને તારી જરૂર છે.'

હું હલ્લો હલ્લો કરતો રહ્યો પરંતુ દિનેશને તો સૂચના જ આપવી હતી. અને એ કામ તો એણે કરી દીધું હતું.

પત્નીની નારાજગી હોવા છતાં હું કુવૈત તરફ નીકળી ગયો. ન જાણે કેવો ગૂઢ સંબંધ બની ગયો હતો મારી અને ગુરમિત વચ્ચે.

ઘરમાંથી નીકળતો હતો ત્યાં બહાર ફાયર એન્જિનની ચીસ સંભળાઈ. ખબર નહીં ક્યાં આગ લાગી હશે. ટેક્સીમાં બેઠો તો પાસે થઈને સરસરાટ કરતી એમ્બ્યુલન્સ નીકળી. રસ્તામાં અંધેરીના સ્મશાન ઘાટ સામેથી ટેક્સી પસાર થઈ તો શરીરમાં કંપારી પસાર થઈ ગઈ.


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr.Tanvi Shukla

કુવૈત પહોંચ્યો તો દિનેશ મને સીધો એના ઘરે લઈ ગયો. ગુરમિત ત્યાં જ હતો ચૂપ ! એકદમ ચૂપ ! એ હંમેશા કલરવતા ગુરમિતના સ્થાને જાણે કોઈએ પથ્થરની મૂર્તિ બનાવીને મૂકી દીધી ન હોય ! મને જોઈને પણ એણે કોઈ વિશેષ પ્રતિક્રિયા ન આપી. એની આંખોમાં કોઈ ઓળખાણ કે ખૂશી દેખાઈ નહીં. એ ઝિંદાદિલ ગુરમિતને એક જીવતી લાશ બનાવી દેવા માટે કોને દોષિત ગણી શકાય ? નિયતિને કે... હું કશું વિચારી શકતો નહોતો. ગુરમિતની કેવળ એક જ વાત મારા દિલમાં વારંવાર વાગ્યા કરતી હતી, 'ભાઈજી, અહીંની પોલીસ બહુ ખરાબ છે જી'

બીજા દિવસે હું ગુરમિતને સાથે ફરી એકવાર એ રસ્તે ચાલી નીકળ્યો, જ્યાં બધું બન્યું હતું. ગુરમિતની આંખોમાં ફેલાયેલો આતંક, ખાલીપણું અને સૂનકાર જાણે મને એ દિવસની બધી ઘટના સંભળાવી રહ્યાં હતાં...

કુલવંત મા બનવાની હતી. દીકરી પછી દીકરો થાય એવી બંનેની પ્રબળ ઈચ્છા હતી. કુલવંતને પૂરા દિવસો હતા. એણે ગુરમિતને કહ્યું પણ ખરું કે, 'કમ સે કમ, આજે તો ન જાવ. લાગે છે કે આજે હોસ્પિટલ જવું પડશે.'

'અરે ભગવાન ! ડરવાની ક્યાં જરૂર છે ? આ ફોન છે, બસ કરી દેજે. હું ગોળીની જેમ ભાગી આવીશ. ડરીશ નહીં. કાલે તો ઈદની રજા છે.'

બન્યુ એ જ કે જેનો કુલવંતને ડર હતો. પ્રસવવેળા શરૂ થઈ ગઈ. થોડીવાર તો સહન કર્યું પછી જ્યારે ન રહેવાયું ત્યારે એણે ગુરમિતને ફોન કર્યો. ગુરમિત પણ બહુ ઉત્સાહમાં હતો. પ્રસન્નતા અને ચિન્તાની મિશ્રિત ભાવનાઓ સાથે એ કાર તરફ ભાગ્યો. ઢીંગલીના જન્મ વખતે એ કુલવંતથી ઘણો દૂર હતો પરંતુ આ વખતે એ કુલવંતની સાથે હશે, એને જાતે જ સધિયારો આપશે. સાથીએ અભિનંદન આપ્યાં. ' ગુરમિત, ઈદ પર દીકરો જન્મતા બહું નસીબવાળો થશે.'

આંખોમાં કુલવંત, ગુડ્ડી અને થનારા પુત્રની છબિ લઈને ગુરમિતે કાર સ્ટાર્ટ કરી. ઘરે પહોંચવાની ઉતાવળમાં ગુરમિતે એક્સિલેટર પર પોતાના પગનું દબાણ વધાર્યું.

હજી તો એ 'સી ફેસ' પર પહોંચ્યો હતો ત્યાં પોલીસની સાયરન સંભળાઈ. પરંતુ એ તો પોતાની જ ધૂનમાં ગાડી ચલાવ્યે જતો હતો. કુવૈત ટાવર પાસે પહોંચતા પહોંચતામાં પોલીસની ગાડીએ ઊભા રહેવા ઈશારો કર્યો. ગુરમિત ગભરાઈ ગયો. ન જાણે ક્યો ગુનો થઈ ગયો એનાથી ! પોલીસ અરબી ભાષામાં ચિલ્લાતો હતો અને સ્પીડોમિટર તરફ ઈશારો કર્યે જતો હતો. માંડ ગુરમિતને સમજાયું કે એને ઝડપથી કાર ચલાવવાના ગૂનાસર પકડી રહ્યાં હતાં. એણે એના બધાં કાગળ પોલીસને હવાલે કરી દીધા. એકાએક વિચાર આવ્યો કે કુલવંતનું શું થશે ? એણે પોતાની તૂટી–ફૂટી અંગ્રેજીમાં અરબી શબ્દો ભેળવીને પોલીસને એ સમજાવવા લાગ્યો કે એની પત્નીને –ડિલિવરી– આવે એમ છે અને ગમે તે ક્ષણે બાળક જન્મે એમ છે. પરંતુ એની વાત કોઈ સાંભળતું નહોતું અને કોઈ સમજતું નહોતું.

ગુરમિતને લઈ જઈ પૂરી દીધો જેલમાં. એ કરગર્યો, આજીજી કરી. એણે દરેક પોલીસવાળા જોડે વાત કરવાની કોશીષ કરી કે કોઈકને તો એની વાત સમજાય ને દયા ખાઈને છોડી દે.

અમે ત્રણે દિનેશની કારમાં કુવૈત ટાવર સુધી પહોંચી ગયા. ગુરમિતની આંખોની પીડા ભલે એનેકગણી વધી ગઈ હતી. કંઈ જ ન કરી શક્યાનો અફસોસ એને અંદર ને અંદર કોરતો હતો.


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr.Tanvi Shukla

ગુરમિતને જેલમાં નાખીને ઈન્સપેક્ટર ઈદની રજાઓ માણવા ચાલ્યો ગયો. ગુરમિત ચાર દિવસ સુધી જેલની દિવાલો સાથે માથા પછાડતો રહ્યો. ચિલ્લાતો રહ્યો અને પોતાની કુલવંતને યાદ કરતો રહ્યો.

પછી યાદ આવ્યું કે કુલવંત પાસે દિનેશના ઘરનો ફોન નંબર તો છે જ. કદાચ ભાભીજીને ફોન કરી દીધો હોય. કદાચ એ જેલની બહાર નીકળે ત્યારે કુલવંત અને એનો દીકરો બંને હોસ્પિટલમાં સુરક્ષિત હોય.

કુલવંત બિચારી ગુરમિતની રાહ જોઈ જોઈને પીડાથી નબળી પડવા માંડી હતી. ગામડાની છોકરી પરદેશમાં એકલી ! હિંમત કરીને દિનેશ બત્રાને ઘરે ફોન કર્યો. ત્યાં કોઈ ફોન ઉપાડતું જ નહોતું. જ્યારે પીડા અસહ્ય થઈ ત્યારે સલવાર ઉતારીને જમીન પર ચટાઈ પાથરીને સૂઈ ગઈ. પાછો વિચાર આવ્યો કે ક્યાંક બાળક જમીન પર પડી જશે તો...વળી પાછી પલંગ પર જઈને સુઈ ગઈ. વિચાર્યું કે શેતરંજી પાથરી દઉં. ગુડ્ડીના જન્મ વખતે તો એને કશું વિચારવું જદ નહોતું પડ્યું. બધું માના ઘરે જ થયું હતું....પીડા વધતી જતી હતી.

દોઢ વર્ષની ગુડ્ડી માની હાલત જોઈને રડવા લાગી હતી. માનો કણસાટ એના બાલસુલભ મનને પીડિત કરી રહ્યો હતો.

કુલવંત પીડાથી ચીસો પાડતી હતી. ગુરમિતને યાદ કરતી હતી અને એની માને પણ...જ્યારે ઈદનો ચાંદ જન્મ્યો ત્યારે કુલવંત બેહોશ થઈ ગઈ હતી. એને ખબર જ ન પડી કે દીકરો થયો કે દીકરી ? બાળક રડ્યું કે નહીં ?

ગુડ્ડી પણ રડતી હતી. એની માનું શરીર લોહીથી લથપથ હતું. એની સાથે જોડાયેલું એક નાનકડું બાળક રડતું હતું. એ પણ લોહીથી તરબતર પડ્યું હતું. ગુડ્ડીએ એને હાથ લગાડ્યો તો એને ચીકણું લાગ્યું. હવે એ ગભરાઈ ગઈ. એના નાનકડા પગથી દોડતી દરવાજા તરફ ભાગી પરંતુ દરવાજાની સ્ટોપર તો એ નાનકડી ઢીંગલીની પહોંચથી ક્યાંય ઊંચે હતી ! ક્યાંય સુધી દરવાજો ખખડાવતી રહી પણ કોઈ સાંભળે તો ખોલેને !

હવે ન તો માનો કણસાટ સંભળાતો હતો કે ન તો મુન્નાનું રડવું. આખા ઘરમાં ભયાનક સન્નાટો છવાઈ ગયો હતો. રડતાં રડતાં ગુડ્ડીને ભૂખ લાગવા માંડી. એ બીચારી ફ્રિઝ ખોલવા લાગી પરંતુ ફ્રિઝ ખુલતું નહોતું.

ગુરમિત સામે જેલનું ખાવાનું પડ્યું હતું. એ ભાન વિના ક્યારેક ખાવા તરફ જોતો તો ક્યારેક દિવાલો તરફ જોયા કરતો. અને ત્યાં ગુડ્ડી આખા ઘરમાં કંઈકને કંઈક ખાવનું શોધી રહી હતી. આખરે થાકીને રડતાં રડતાં સુઈ ગઈ.

ગુરમિત હવાલદારના પગ પકડીને કરગરતો હતો. એક ફોન કરવાની રજા માંગતો હતો. પરંતુ ત્યાંના પોલિસવાળા તો બહુ જ ખરાબ હોય છે ન જી. !

સૂતા સૂતા ગુડ્ડીના પેટમાં આકળી જરૂર આવી હશે. જઈને માને જગાડવાની કોશીષ કરવા લાગી. પરંતુ કૂલવંત તો ઊંડી ઊંઘમાં સુઈ ગઈ હતી. ગુડ્ડીએ ફરી એકવાર ખાવાનું શોધવાનું શરૂ કર્યું.


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr.Tanvi Shukla

ચોથે દિવસે ગુરમિત છૂટ્યો. સીધો ઘરે પહોંચ્યો. ચાવીથી દરવાજો ખોલ્યો અને અંદર પેસતાં જ નાક પર હાથ મુકવો પડ્યો. સામે કુલવંત અને બાળકની ખુલ્લી લાશો પડી હતી. ગુડ્ડીને શોધી. એ ફ્રિઝ પાસે જ પડી હતી.

'હરામજાદાઓ….' એણે બૂમ પાડી. 'હું તમને જીવતા નહીં છોડું. એકે એકને મારી નાંખીશ…બધાને વીણી વીણીને મારી નાંખીશ.'એ ચીખતો જતો હતો. કુલવંત, ગુડ્ડી અને મૂન્નાની લાશો સામે ક્યાંય સુધી રડતો રહ્યો. થોડી ધીરજ આવી ત્યારે દિનેશ બત્રાને ફોન કર્યો.

દિનેશ પોતાના ચિરપરિચિત અંદાજમાં ગુરમિતને સાંત્વના આપતો હતો.

'દિનેશજી, અહીં નહીં રહું જી. પણ જતાં પહેલાં બધાનું કામ તમામ કરીને જઈશ. એકેય હરામજાદાને નહીં છોડું.' રહી રહીને ગુરમિતની અંદરનું હિંસક પશુ જાગી જતું.

દિનેશે એને મુશ્કેલીથી સંભાળ્યો. અને હવે અમે બંને એને સમજાવી રહ્યાં હતાં.

પોતાની ગૃહસ્થિ પોતાના હાથે બાળીને ગુરમિત પાછો આવી ગયો હતો, દારજી પાસે. પરંતુ બધું સહન કરવાને કારણે અને કશું જ ન કરી શકવાની પોતાની અસમર્થતાને કારણે ગુરમિત અંદર ને અંદર ગૂંગળાતો રહ્યો.,એક ભયાનક ચૂપ્પી ઓઢીને. અને આ ચૂપ્પી આજે જ તૂટી હતી જ્યારે એ હર્ષોલ્લાસથી ચીખી ઊઠ્યો હતો. 'કરી નાંખી સાલાઓની હવા ટાઈટ ! '

---

**અનુવાદક– દીપક રાવલ, પાલનપુર**
**મૂળ લેખક– TEJENDRA SHARMA, 74–A, Palmerston Road, Hardy & weldstone, Middx, HA 3 7 rw. U.K.**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 2, Continuous Issue 2, March-April 2011

# अनु.- फरहीन पठान : रोंग नम्बर

(નરેશ શુક્લની ગુજરાતી ટૂંકી વાર્તાનો અનુવાદ) **रोंग नम्बर**

बाहर बाथरूम का दरवाजा खुला और उसकी आवाज़ से मेरी आँखें खुल गई । लगता है माँ जाग गई हैं । मैंने आँखें छोटी करके घड़ी में देखा । रेडियम वाले काँटे पाँच और दस का समय बता रहे थे । पहले तो उठने को मन नहीं हुआ । वे तो सोए हुए थे, हमेशा की तरह । कई रातों में मैंने उन्हें देखा है सोते हुए । छोटे बच्चे की तरह, मेरी बगल में सटकर सो रहे होते । कभी ज्यादा थके हुए होते तो खर्राटें भी लेते.....मुझे यह अच्छा लगता । मैं उन्हें देखती रही, हलके उजाले में, उनकी मूछों में कुछ बाल सफेद हो गए हैं । कुछ भी करो तो भी ब्लेंकेट पूरा नहीं ओढ़ते । बंद आँखों में भी उनकी पुतली थोड़ी थोड़ी देर में इधर-उधर होती रहती । मैंने धीरे से उनके गालों पर अपनी लट का स्पर्श होने दिया, थोड़ी हल-चल हुई, मुझे उनके सीने पर सिर रखने का मन हुआ पर जाग जाएँगे तो इस डर से ऐसा नहीं किया । तभी उन्होंने करवट बदली और उनका माँसल हाथ मेरी देह पर....मुझे खींच लिया, मैं उन्हें लिपटकर सो गई ।

माँ अब नहाने की तैयारी कर रही हो ऐसा लगा । नल के साथ बाल्दी टकराने की आवाज़ आई इसलिए मैं सतर्क हो गई । माँ को रोज़ जल्दी उठने की आदत । हालांकि, हमें कभी डिस्टर्ब नहीं करतीं । सावधानी से तैयार होकर उनके पूजा खंड में चली जातीं । दिवाली नजदीक आ रही है इसलिए सरलाबहन ने कल गद्दे रजाई धूप में तपाने डाले थे । यह मैं देख गई थी इसलिए मुझे भी हुआ 'घर का काम शुरू करना पड़ेगा, जल्दी जाग जाउँगी । 'धीरे से उनका हाथ हटाकर मैं ब्लेकेंट से बाहर निकलने गई तभी उन्होंने वापस खींच लिया । नींद में ही मुझे कीस की । "सो जाओ चुपचाप मुझे जाने दो" कहते हुए मुश्किल से खड़ी हुई । हाथ छुड़ाया । गाउन ठीक करते हुए आईने के सामने आकर लाइट जलाई । बिखरे बालों को समेटकर जुडा बाँधा और मेरी नज़र आईने में

दिखते हुए उनके प्रतिबिंब पर पड़ी । कई बार मेरे बालों को वे सुन्दर ढंग से सँवार देते, उन्हें इसका लगाव है । अब तो हरित भी बड़ा हो गया, बिल्कुल मेरे कंधे तक पहुँचे इतना लंबा हो गया फिरभी उसके पिता तो वैसे ही रहे ।

अब भी बेडरूम से बाहर निकलने से पहले आईने में देखे बिना नहीं रह सकती । मुई लाज नहीं आएगी ?

हरित भी अपने पिता जैसा ही । आठ साढ़े आठ तक सोता ही रहता । मैंने आज गद्दे रजाई धूप में तपाने डालने का तय कर लिया था इसलिए कामवाली बाई के आते ही उसे तुरन्त काम पर लगा दिया । माँ भी जल्दी जल्दी पूजा निपटाकर आ गई साथ । कुछ ही देर में सबकुछ छत पर पहुँचा दिया । हरित को जगाकर उसके पिता के साथ सुला दिया और दूसरे रूम में धूल झाड़ना शुरू कर दिया ।

उन्हें पढ़ने का शौक पहले से ही नहीं है । सिर पर आ जाए तो पढ़ते हैं । उसमें भी पढ़ाई छूटी और बिज़नेस शुरू किया उसके बाद तो वे किताब को छूते तक नहीं । हाँ सिने मैगज़िन वे नहीं चुकते । हिन्दी ,अंग्रेजी और गुजराती के कूड़े जैसे सिने साप्ताहिक भी चाट जाते । फिर यह सब पड़ा रहता इस नीचे वाले कमरे की बड़ी सी अलमारी में । मुझे हुआ इसे पहले साफ कर लूँ और बेकार का रद्दी वाले को दे दूँ । इसलिए माँ को कामवाली बाई के पीछे लगाया और मैं जुट गई इन किताबों पत्रिकाओं की अलमारी खाली करने में । सभी बेकार की रद्दी गेलेरी में निकाली । अच्छे थे उन्हें धूप खिलाने के लिए अलग किए । फिर कपड़े से धूल झाड़ रही थी तभी एक पुरानी डायरी को झापड़ लगते ही वह नीचे गिरी और उसके पन्नों में से बिखर पड़े कुछ पीले पड़ गए फोर्मस.....मैं रूक गई वहीं ।

उस फोर्मस् के पन्ने पलटे वहीं मेरे चित्त में एक साथ घमासान शुरू हो गया । मैं सहम गई । कुछ साल पहले आए हुए भूकंप से भी बड़ा झटका खा गई मैं । सबकुछ घूमता हुआ सा लगा मुझे और मैं बैठ पड़ी । अभी तो एक ही पन्ना मैंने देखा होगा कि वहीं माँ आ गई ।

“सुमी, ज़रा यहाँ आओ तो, मैंने यह रद्दी निकाली है, उसमें कोई काम की चीज़ तो नहीं है, ज़रा देख लेना ।"

“हाँ, माँ आ रही हूँ । “कहते ही उठना चाहा पर उठ नहीं पाई ।

“क्या हुआ सुमी ? “कहते हुए माँ दौड़ आई । मुझे पकड़ लिया ।

“कुछ नहीं, यह तो बैठे बैठे झुनझुनी चढ़ गई । कुछ नहीं हुआ ।"

-वे मेरी आँखें न देख सके इसलिए नज़रें चुराकर जवाब दिया, फिर धीरे से खड़ी होकर अन्दर गई पर मन उसी डायरी में रहा ।

“माँ, दूसरा कल कर लेंगे । मुझे इतना करते ही थकान लग गई है ।"

“तुझे ठीक नहीं है तो रहने दे बेटा, क्या जल्दी है ? रोज़ एक कमरा करेंगे तो भी निपट जाएगा । चिंता मत करना ।"

*********

वे गए ओफिस । हालांकि, जाने से पहले थोड़ी थोड़ी देर में आकर पूछ जाते थे कि, “क्या हुआ है तुम्हें ?”, “जाना है डॉक्टर को दिखाने ?” – पर मैंने कोई जवाब नहीं दिया । वे निकले तब रोज़ की तरह विदा करने भी नहीं गई । कल की घटना के बाद मेरा मन अस्वस्थ हो गया था । उन्होंने मोजे पहनकर बूट दो-तीन बार पटके भी, यह मुझे बुलाने का संकेत था फिर भी मैं नहीं गई । कुछ भूल गए हो ऐसा ढोंग करके तीन-चार सीढ़ी उतरने के बाद भी वापस आए पर मुझे उनका चेहरा देखने का मन नहीं हुआ । माँ ने भी घूमा फिराकर जानने की कोशिश की कि “कुछ हुआ है हमारे बीच ?” पर मैंने टाल दिया । मैं समझ सकती थी उनकी उलझन पर मैं खुद ही अपना व्यवहार नहीं समझ सकती थी तो उन्हें कैसे समझाऊँ ? फौरन हरित को तैयार किया, नास्ते में आज बिस्कीट और चबैना दे दिया, खाना बनाने का मन बिल्कुल नहीं हुआ । उसे स्कूल बस तक भी माँ छोड़ आईं और सीधे वहाँ से ही “मैं मंदिर जाकर आ रही हूँ" कहकर चली गईं ।

मुझे कुछ सूझ नहीं रहा था । दो-तीन दिन से बेचैन थी ही, उसमें फिर यह डायरी बीच में आ गई । मैंने ही उसे बरसों पहले छुपा दी थी । भूल जाना भी चाहा था । सच सच बता रही हूँ मुझे अब कुछ भी याद नहीं करना था । मेरा छोटा-सा सुन्दर परिवार है । प्यारा-सा और सरल पति है । कमा रहा है वह इतना कि हम मज़े से रह सके । हाँ, उन्हें एक शौक है : फिल्में देखने का । हर फिल्म वे एक ही रूचि से देखते हैं । और वह भी पहले ही शो में देखते हैं ! हर शुक्रवार को वे ओफिस से सीधे ही पहुँच जाते थियेटर में । मैं साथ जाउँ तो ठीक वरना अकेले ही – पर देखे बिना न रहते । मुझे अच्छा नहीं लगता ......पर ठीक है, वे दूसरा फिजुल खर्च कहाँ करते हैं ? एक बेटा और ऐसी ही अच्छी मेरी सास हैं । ज्यादा जिम्मेदारियाँ भी नहीं और नही कोई ज्यादा अपेक्षाएँ । मैं शादी करके इस घर में आई तब से आज तक पूरे परिवार का मैं ही केन्द्रबिंदु हूँ – इसलिए मुझे कोई तकलीफ नहीं हुई ।

पर, भगवान किसी को भी कहाँ छोड़ता है ? ह्रदय के कोने में कहीं कुछ तो ऐसा होता ही है, जो किसी से भी कह नहीं सकते । बिल्कुल अपना, अभिन्न माने जाने वाले से भी छुपाना पड़े ऐसा !


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr.Tanvi Shukla

हालांकि समाज जिसे गलत कहता है ऐसा मैंने कुछ भी नही किया । मैं कर भी नहीं सकती । मुझे अपना स्वमान प्यारा है । कोई ज़रा सा भी कुछ कह जाए तो सात बार खाना न खाऊँ ऐसी जिद्दी हूँ बचपन से ही । फिर भी...

वह दिन मेरी ज़िन्दगी में आया ही न होता तो ? ऐसा होता है मुझे ।

मैं कोलेज के दूसरे साल में पढ़ती थी । बहुत सजना-सँवरना मुझे पहले से ही अच्छा नहीं लगता था पर थोड़ी सुन्दर तो मैं थी ही । कोलेज में मेरा कोई ग्रुप नहीं था । एक-दो फ्रेन्ड थी, उनके साथ बस में अप-डाउन करने तक का ही सम्बन्ध । एक लड़का- किशोर- अपने आपको हिरो मानता । स्कूल से ही हम साथ पढ़ते थे इसलिए एक दूसरे को पहचानते थे बस इतना ही । बात तो उससे शायद ही की होगी वह भी स्कूल के दिनों में । वह भी काम बिना मुझे बुलाता नहीं था । वह देखते ही पसंद आ जाए ऐसा हेन्डसम था, सुन्दर, वाकपटु और कोलेज की सब इवेन्टस् में नाम कमाने वाला । उसके कई मित्र थे । वह अच्छा-खासा अमीर भी होगा ऐसा उसके बाह्य-रूप और व्यवहार से लगता । मैं उससे दूर ही रहती ।

उस दिन मैं कोलेज गई ही नहीं होती तो कितना अच्छा होता......

पर गई थी –यह हकीकत है । मुझे पता नहीं था कि कोलेज में स्ट्राइक की वजह से छुट्टी हो गई थी । पहुँची तब केम्पस बिल्कुल खाली था इसलिए मुझे हैरानी हुई पर वजह जानने के लिए मैं अन्दर नोटिस बोर्ड तक पहुँच गई । पूरी गेलेरी में कोई नहीं था । बारिश के दिन थे वे । मैंने पढ़कर जाना कि, स्टुडन्ट युनियन की किसी माँग के संदर्भ में कोलेज बंद करवा दी गई है । एक चौकीदार चाचा “बेटा बारिश रूक जाए तब चली जाना, आज तो छुट्टी है” ऐसा कहते हुए वे ऊपरी मंजिल पर दरवाजे चेक करने के लिए चले गए । बारिश ज़ोरों से शुरू हो चुकी थी । मैं छाता भूलकर आई थी । ऐसे में एक बाइक की आवाज़ सुनाई दी और बारिश से बचते हुए एक युवक जल्दी से छज्जे में घूस आया । मैंने बाद में देखा तो वह किशोर था । वह भी मुझे देखकर चौंका । “क्यों सुमित्रा आज तुम भी कोलेज आ गई हो ?” हम एक दूसरे को सालों से जानते थे इसलिए मुझे शान्ति हुई । “सुमित्रा, मुझे स्ट्राइक का पता तो चल ही गया था पर, नाटक की एन्ट्री आज ही भेजनी थी इसलिए सर ने बुलाया था । पर लगता है यहाँ तो कोई नहीं है ।“

मैंने कोई जवाब नहीं दिया ।

वह आकर मुझसे थोड़ी दूर बारिश की फूहार से बचता हुआ खड़ा रहा । पूरा ही भीग चुका था । शर्ट का ऊपरी बटन खोलकर अन्दर से एक डायरी निकालकर मुझसे कहा : “इसमें फोर्मस् हैं, अपने पास रखोगी ? वरना भीग जाएँगे ।“

मैंने लेकर पानी झटककर, डायरी के बीच में पड़े हुए फोर्मस् की किनार को दुपट्टे में दबाकर सूखाने के बाद वापस रखते हुए उसे पर्स में डाल दी । फिर बरसती बारिश को देखती रही । केम्पस् में रखी हुई बैन्च खाली थी । उसके ऊपर के वृक्ष शान्त खड़े रहकर भीग रहे थे बारिश में ।

वह पहले से ही चंचल । एक पल भी स्थिर नहीं रह सकता था । निरन्तर हिलता रहता और कुछ न कुछ गुनगुनाता ही रहता । कुछ वक्त ऐसे ही बीत गया । उस दौरान मैंने दो-एक बार उसकी तरफ देखा तो उसका ध्यान भी बारिश देखने में ही था । मैं उसे देखती रही । उसके भीगे घूंघराले बालों में से पानी की बूँदें धीरे से फिसलकर कान के पास से गिर रही थी । कान की लौ गुलाबी होकर हल्के से थिरक रही थी । लाइट क्रीम कलर की शर्ट पहनी हुई थी वह भीगकर उसके शरीर से चिपक गई थी इसलिए उसमें से उसके सीने के काले बालों की नक्काशी झलक रही थी ! अचानक ही उसने मेरी ओर देखा और जैसे मैं पकड़ी गई ! कुछ नहीं हुआ हो इसतरह मैंने कहा,

“ओह, शीट यह बारिश तो रूक ही नहीं रही !”

“चलो सुमित्रा बाइक पर चलोगी, तुम्हें घर तक छोड़ दूँगा ?”

मैंने कोई जवाब नहीं दिया । सामने के वृक्ष पर दुबककर बैठे हुए कौए को देखती रही । वह बिल्कुल भीग चुका था !

मैं कुछ समझ सकूँ इससे पहले ही उसने मेरा हाथ पकड़ा । मैं उसके पीछे हो गई । गेलेरी पार करते हुए गेट के करीब बड़े छज्जे के नीचे हम पहुँचे । मैं विचारशून्य थी । मैं अभी तय नहीं कर पाई थी कि उसके बाइक पर जाना या नहीं ।

“चलो सुमित्रा, यह रूके ऐसा लगता नहीं है । निकल चलें.......”

मैं उसके साथ कुछ कदम चली और बीच में आए हुए पिलर के पास रूक पड़ी । मैंने उसके सामने देखा । वह बिल्कुल मेरे पास था । मेरी ओर झुका । दोनों हाथों में मेरा चेहरा थामकर मैं कुछ समझ पाऊँ उससे पहले तो........

मेरे होठ उसके बाद कँवारे नहीं रहे......!

पूरे शरीर में से एक भयंकर करंट जैसे गुजर गया । मैंने रिएक्शन के रूप में चाटा लगाया या धक्का दिया –मुझे पता नहीं है । बारिश की परवा किए बिना मैं वहाँ से दौड़ते हुए भाग निकली ।

कई दिनों तक घरवालों से भी छुपने की कोशिश करती रही । किसीसे बात करने में भी संकोच होता था । आईने में अपने होठों को देखकर पोंछती रहती । बिस्तर में सोते हुए कई बार उस दृश्य को चित्त से मिटा देने के लिए कोशिश की, पर व्यर्थ । फिर गुस्सा भी कहाँ तक आएगा ? अब


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr.Tanvi Shukla

તો ? એવો પ્રશ્ન પણ સુરેશ જોષીનાં મનમાં ઉપસ્થિત થયો છે. પરંતું નરસિંહરાવ કવિતામાં સંગીતનાં આગ્રહી હતા અને તેથી સંગીતને અનુરૂપ માઢગીતમાં આ કૃતિનું સર્જન કર્યુ છે. જો કે સુરેશ જોષીને અંતમાં કહેવું પડ્યું છે, 'ગીતમાં પરિણમતા અંધકારનું આ ગીત આપણા કાવ્ય સાહિત્યની એક સ્મરણીય કૃતિ છે.'(પૃ.૧૮)

ન્હાનાલાલના 'વીરની વિદાય' કાવ્યમાં વિષય તરીકે મધ્યકાલીન યુગના રાજપૂત વીરના જીવનસંગ્રામનો પ્રસંગ વણી લેવામાં આવ્યો છે. જે અતીતનું એકમાત્ર સંભારણું છે. એ સમયની વીરતાની વિભાવના અને આજની વીરતાની પરિભાષા બદલાઇ ચૂકી છે. છતા તે વીરરસયુક્ત કાવ્ય આજે પણ આપણને એટલું જ આસ્વાદ્ય લાગે છે. એનું કારણ એ પણ હોય શકે કે 'એ કાવ્યમાં વીરરસનું નિરૂપણ કરવામાં જ શૃંગાર વ્યંજિત થાય છે. રસધ્વનિ ઉપજાવવાની કવિની રીતિ અહીં આસ્વાદ્ય બની રહે છે ને એમ કરવા માટે વિષય તો નિમિત્તરૂપ બન્યો છે.'(મુખબંધ–પૃ.૧૧)

કાન્તની 'સાગર અને શશી' રચનાનો લગભગ સાતેક પાના ભરીને ઉત્તમ આસ્વાદ કરાવ્યો છે. કવિના 'ભાવની મૂર્તતા' અને 'ઇન્દ્રિયસન્તર્પકતાનાં ગુણ'ને લીધે સુરેશ જોષીને આ કાવ્ય વધારે સ્મરણીય બની રહે તેવું લાગે છે. તો રા.વિ.પાઠકના 'જતો'તો સુવા ત્યાં' કાવ્યનાં સાદા પ્રસંગની રહસ્યમય ઘટનાને સુરેશ જોષીએ ઉજાગર કરી આપી છે.

બ.ક.ઠાકોરની 'વધામણી' કવિતામાં આવતા પ્રથમ બે શબ્દો 'વ્હાલા મારા'મા 'વ્હાલા'મા નાયિકાનાં 'ભાવની સાહજિકતા' અને પછીનાં 'મારા' શબ્દમાં નાયિકાનો પોતાના પતિ પર સંપૂર્ણ અધિકાર કે 'દાબ'નું સૂચન છે. અને ત્યારપછી દામ્પત્ય સુખની સ્મૃતિ તેમજ પુત્રજન્મની પ્રાપ્તિ અંગે સુરેશ જોષીએ જે છણાવટ કરી છે તે ખરેખર આસ્વાદ્ય બની રહે છે. અહીં તેઓ કાવ્યને અંતે કહે છે, 'સ્ત્રીપુરુષનાં દામ્પત્યજીવનનાં એક મહત્વનાં સીમાચિહનનું આવું કાવ્યમય નિરૂપણ આપણા સાહિત્યમાં વિરલ જ છે.'(પૃ.૩૭)

હરિશ્ચંદ્ર ભટ્ટનુ 'નિર્મળ ને નિર્દોષ આંખ તારી' કાવ્ય એમના મતે 'મરણ પછી સ્મરણનું' કાવ્ય છે. પોતાની બહેનનાં મૃત્યુ પછી થતાં સ્મરણને કવિએ કરુણ ભાવે પ્રગટ કર્યુ છે. જો કે સુરેશ જોષીના કહેવા પ્રમાણે આ કાવ્યમાં 'કરુણનો આક્રોશ' કે 'ઉપાલંભનો કાકુ' જોવા મળતો નથી. અહીં તો 'મૃત્યુની કરાંગુલી એનાં મૃદુ સ્પર્શથી જીવનવાણીમાંથી જે આછો કરુણમધુર ઝંકાર પ્રગટાવે છે તે સાંભળ્યાનું સુખ' પ્રાપ્ત થાય છે. અને એટલે જ તેઓ આ કાવ્યને 'વિષાદની વસંત' કહીને બિરદાવે છે. પોતાની બહેનના મૃત્યુ નિમિત્તે રચાયેલા આ કાવ્યને તેઓ 'કરુણ નહીં તેટલે અંશે મૃત્યુને નિમિત્તે રચાતી શાંતિ'નુ કાવ્ય ગણાવે છે. એમણે કહ્યુ છે તેમ, 'ફૂલ ખરે તે સંભળાય એવી શાંતિ કવિએ અહીં રચી છે, કારણકે અહીં એક ખરી પડતી કળીનો અવાજ સાંભળવાનો છે.'

રાજેન્દ્ર શાહની 'ગલ વાયસ' રચનાને કવિતામય 'નર્યો સાદો અહેવાલ' ગણાવતાં તેઓને આ કાવ્યમાં કવિએ 'ફિલસૂફી'નો વધારે આશ્રય લીધો હોવાથી કવિતામાં એક પ્રકારનો નિઃશ્વાસ રસિકભાવકને સંભળાયા કરે છે એવું લાગ્યું છે. તો નિરંજન ભગતની 'આધુનિક અરણ્ય' રચનાને તેમણે નગરસંસ્કૃતિની વિડંબનાને વ્યંગોક્તિઓ દ્વારા રજૂ કરતી રચના ગણાવી છે.

ગુલામ મોહમ્મદ શેખની શીર્ષક વિનાની કવિતા માટે એમણે કહ્યું છે કે, 'કવિનુ કશુંય નહીં ચાલ્યું હોય ત્યારે જ એમણે શીર્ષક નહીં આપ્યું હોય, એમેય બને.' કવિની આ કવિતાને તેઓ સંસ્કૃત કવિતાનાં

કાવ્યતત્વો સાથે નહીં પણ બૉદલેરની કવિતામાં જોવા મળતા કાવ્યતત્વો સાથે સંબંધ ધરાવતી દર્શાવે છે. કાવ્યમાં જોવા મળતી વિશિષ્ટ પ્રકારની ગદ્યરીતિની અભિવ્યક્તિ દ્વારા આસ્વાદકને કાવ્યાસ્વાદમાં વધારે મહેનત કરવી પડતી નથી, આસ્વાદક 'કાવ્યનાં વાતાવરણમાં ઓતપ્રોત થઇ' કાવ્યનો રસાસ્વાદ માણે છે.

સુરેશ જોષીએ અહીં ઉશનસના 'વળાવી બા આવી' જેવા શ્રેષ્ઠ કાવ્યનો માત્ર બે પાનામાં જ આસ્વાદ કરાવ્યો છે, તો સુંદરમની રચના 'અનુ દીકરી' કાવ્યનો છ પાના ભરીને વિસ્તાર કર્યો છે. એક રીતે જોવા જઇએ તો બન્ને કાવ્યો તો છે વાત્સલ્યપ્રેમનાં જ. બન્નેમાં માનો વાત્સલ્યપ્રેમ જ વ્યક્ત થયો છે, છતાં બન્નેમાં માના વાત્સલ્યપ્રેમને એમણે જુદા જ દષ્ટિકોણથી અહીં પ્રસ્તુત કર્યો છે. આ ઉપરાંત બાલમુકુંદ દવેના 'જૂનું ઘર ખાલી કરતાં' જેવા શ્રેષ્ઠ સોનેટનો પણ માત્ર સવા પાનામાં તો બંગાળી ભાષાના કવિ જીવનાનંદદાસની રચના 'પવનભરી રાત'નો નવ પાના ભરીને આસ્વાદ કરાવ્યો છે. કદાચ સુરેશ જોષીને એવું પણ લાગ્યું હોય કે અજાણી વાતને વધારે વિસ્તારથી આસ્વાદકીય રીતે મૂકી આપવી જોઇએ. જાણીતી રચનાઓનો તો ઘણા સર્જકોએ રસાસ્વાદ કરાવ્યો હોય છે, તેથી એની વધારે વિસ્તારથી વાત કરવાની જરૂર રહેતી નથી. પણ માલૂમ ન હોય તેવી બાબતને મૂકી આપવાથી ભાવક રસાસ્વાદનો આનંદ માણી શકે છે. એટલે જ એઓ કહે છે, 'આપણે કઇ અપેક્ષાઓ લઇને કવિતા પાસે જઇએ છીએ તે પણ તપાસવું જરૂરી બની રહે છે.'(મુખબંધ–પૃ.૧૦)

આ કાવ્યાસ્વાદોમાં સુરેશ જોષીએ કર્તાલક્ષી નહીં પણ કૃતિલક્ષી અભિગમ અપનાવ્યો છે. એમણે કૃતિને લક્ષમાં રાખીને કાવ્યનો આસ્વાદ કરાવવાનું 'દુસ્સાહસ' કર્યુ છે. તેઓ પોતે મુખબંધમાં સ્વીકારે છે કે, 'કવિતાની રચના તો એક સાહસ છે જ પણ કવિતા વિશે લખવું એ ય કાંઇ જેવું તેવું સાહસ નથી, સમકાલીનોની કવિતા વિશે લખવું એ તો દુસ્સાહસ જ ગણાય. મારા તરફથી એટલી ખાતરી આપી શકું કે મેં કર્તાને નહીં પણ કૃતિને લક્ષમાં રાખી છે. આપણો કવિ આપણી ભાષાની ગુંજાયશ કેવી રીતે વધારતો રહ્યો છે તે બતાવવાનો મેં પ્રયત્ન કર્યો છે......કાવ્ય વિશેની કોઇ નિશ્ચિત વિભાવનાને સમ્પ્રજ્ઞાતપણે મનમાં રાખીને એ માપથી કૃતિઓને મૂલવવાનો આ પ્રયત્ન નથી. કારણકે મૂલવવા કરતા આસ્વાદવા તરફ જ મારો ઝોક વધુ છે.'(મુખબંધ–પૃ.૧૩)

સુરેશ જોષીએ આ પુસ્તકમાં કરાવેલાં કાવ્યનાં આસ્વાદમાં જે ભાષા વાપરી છે તે એકદમ સાદી, સરળ અને સુગમ છે. સામાન્ય ભાવક પણ આ કાવ્યોનો આસ્વાદ વાંચે તો તેને તરત જ કાવ્યની સમગ્ર પરિસ્થિતિનો ખ્યાલ આવી જાય અને તે મન ભરીને રસાસ્વાદ માણી શકે છે. ભાષાની દૂર્બોધતા, ક્લિષ્ઠતા કે ભાષાનું ભારેખમપણું એમને અહીં ઉચિત લાગ્યું નથી તે એક ખરેખર પ્રશંસનીય બાબત છે.

એમણે આ સંપાદિત કાવ્યોનાં આસ્વાદમાં કેટલાંક પશ્ચિમી કવિઓ, વિવેચકો અને વિચારકોના કોટેશનો–અવતરણો ટાંકી તેમની વિચારણાને આપણી સમક્ષ સંક્ષિપ્તમાં પ્રસ્તુત કરી છે. જેમકે, 'ઊંડી રજની' કાવ્યનાં આસ્વાદમાં પાયથાગોરસનું સંગીત વિશેનું કોટેશન, 'લહેકંતા લીમડાં હેઠે'માં જર્મન કવિ રીલ્કેનું કાવ્યસર્જન વિશેનું કોટેશન, 'નયણા'માં એરિસ્ટોટલનું 'મેટાફર' વિશેનું કોટેશન, 'પતંગિયું ને ચમેલી'માં વૉકર પર્સીનું 'મેટાફર' વિશેનું કોટેશન, 'ગલ વાયસ'માં માલાર્મેનું કોટેશન, 'તણખલું'માં પૉલવેસ્ટનું કોટેશન, ગુલામ મોહમ્મદ શેખના કાવ્યમાં બૉદલેરનું કોટેશન – આવા કેટલાય કોટેશન એમણે અંગ્રેજી ભાષામાં મૂકી આપ્યા છે. કેટલાકનો નામોલ્લેખ કર્યા વિના મૂક્યા છે. એમણે 'ચાલતા ચાલતા' કવિતાના આસ્વાદની વાત કરતી વખતે અંગ્રેજ કવિ લેન ક્રિસ્ટન સ્મિથની 'બ્યુટીફૂલ સેડો' કવિતા પણ રજૂ કરી છે. આ ઉપરાંત તેઓ ટી.એસ.એલિયટ, ડૉ.વિલિયમ્સ, ફ્રેન્ચ


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr.Tanvi Shukla

કવિ ફાર્ગ, એ.જી.લેહમન, અમેરિકી કવિ ઇ.ઇ.કર્મિંગ્ઝ, બૉદલેર, એઝરા પાઉન્ડ જેવા પશ્ચિમી કવિ–સર્જકો તેમજ રવીન્દ્રનાથ ટાગોર અને કાલિદાસ આદિની પણ યથોચિત–યથાપ્રસંગે ચર્ચા કરે છે.

એમણે ઘણા અંગ્રેજી શબ્દો કે સમ્પ્રત્યયોની પરિભાષાઓ પણ યોજી છે. જેમકે, Horizontal(લોકગીત), Analogues, Irony, Sophistication(વિદગ્ધતા), Twilight, Inscape, Out scape, Immediacy, Sublimity, Heightened-awareness(પ્રયોજન ચેતો વિસ્તાર), Metro politon culture, Comprehensive Myth, Violence, Aesthetic monad, Un-ness, Volent yoking, Batched civilization, Violent juxtaposition, Respectable distance, Spleen, Ennui, Tristemisere, Crispness, Elliptic વગેરે....

કાવ્યમાં વપરાયેલાં છંદ, અલંકાર, પ્રતીક, કલ્પન, પુરાકલ્પન આદિ કાવ્યનાં વિવિધ ઉપકરણોની વિસ્તુત છણાવટ કરે છે. છંદને તેનાં બંધારણ કે યતિ અનુસાર સમજાવવાનાં પ્રયત્નો કર્યા છે. વિવિધ શબ્દોનાં અર્થોને અનેકવિધ રીતે સ્પષ્ટ કરે છે. જેનાં કારણે તેમના કાવ્યાસ્વાદો વધારે આસ્વાદ્ય બની રહે છે. એટલે જ જયંત પારેખ પોતાના સંપાદકીય લેખ 'સર્જકતાથી સર્જકતા સુધી'માં કહે છે, 'એમના આસ્વાદ વાંચતા સર્જનની સમૃદ્ધિનો એવો તો કીમિયાગર સ્પર્શ થાય છે કે જગતની તમામ સમૃદ્ધિ તુચ્છ ભાસે છે. એવી તો આનંદસમાધિમાં લીન થવાય છે કે જ્યાંથી નિવૃત થવાનું મન જ થતું નથી.'(પૃ.૫)

એમણે આથી થોડા આગળ વધી જણાવ્યું છે કે 'Interpretation(સંપાદક જહોન વેઇન), Modern Poetry studies in practical criticism(સંપાદક સી.બી.કોક્સ ને એ.ઇ.ડાયસન)ને 'કવિતા પરિચય' (સંપાદક અમરેન્દ્ર ચક્રવર્તી) સાથે 'ગુજરાતી કવિતાનો આસ્વાદ' સરખાવતાં તરત પ્રતીતિ થાય છે કે સુરેશ જોષીનુ આસ્વાદકર્મ કેટલું માતબર છે. કેવું શકવર્તી છે. એમના આસ્વાદે લોકોને માત્ર કવિતા વાંચતા જ કર્યા નથી, કવિતા કેમ માણવી, કેમ નાણવી એ પણ શીખવ્યું છે. સાથે સાથે એ પણ પૂરવાર કર્યુ છે કે એક નાની સરખી કૃતિમાંયે અખૂટ આનંદ આપવાની શક્તિ સમાયેલી હોય છે, એની જેને પ્રત્યક્ષ પ્રતીતિ થાય છે એને માટે આ આસ્વાદ પણ ચિરસંગાથી બની રહે છે.'(પૃ.૬)

---

**ડૉ. હિમ્મત ભાલોડિયા, અધ્યક્ષ, ગુજરાતી વિભાગ, સરકારી આર્ટસ અને કોમર્સ કૉલેજ, કડોલી, તા. હિમ્મતનગર.**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 2, Continuous Issue 2, March-April 2011

## શ્રી અજિત મકવાણાઃ કાવ્યાસ્વાદ – ખાલી ઘરમાં સ્મૃતિ ઘણી

---

**જૂનું પિયરઘર**
**(મંદાક્રાંતા)**

બેઠી ખાટે, ફરીવળી બધે મેડીઓ ઓરડામાં,
દીઠાં હેતે સ્મૃતિપડ બધાં ઉકલ્યાં આપ રૂડાં;
માડી મીઠી, સ્મિત મધુર ને ભવ્ય મૂર્તિ પિતાજી,
દાદી વાંકી રસિક કરતી ગોષ્ઠિથી બાળ રાજી;
સૂનાં સ્થાનો સજીવન થયાં, સાંભળું કંઠ જૂના;
આચારો કે વિવિધ ઢબના નેત્ર ઠારે સહુના;
ભાંડુ ન્હાનાં શિશુસમયનાં ખટમીઠાં સોબતીઓ,
જ્યાં ત્યાં આવી વય બદલી સંતાય, જાણે પરીઓ.
તોયે એ સૌ સ્મૃતિછબી વિશે વ્યાપી લે ચક્ષુ ઘેરી,
ન્હાની મોટી બહુરૂપી થતી એક મૂર્તિ અનેરી;
છોરીથી આ દિવસ સુધીમાં એવી જામી કલેજે
કે કૌમારે પણ મુજ સરે બાળવેશે સહેજે!
બેસી ખાટે પિયરઘરમાં જિંદગી જોઈ સારી,
ત્યારે જાણી અનહદ્ ગતિ, નાથ મ્હારા, ત્હમારી.

– બળવંતરાય કલ્યાણરાય ઠાકોર (‘ભણકાર’માંથી)

૧૪ પંક્તિના માપમાં, છંદના બંધારણમાં બંધાઇને ભાવાભિવ્યક્તિ કરવી એ થોડું અઘરું કાર્ય ગણાય. એમાંય જોઇતો શબ્દ જયારે છંદમાં બેસતો ન હોય ત્યારે તો કવિતા આયાસ જ બની રહેતી હોય છે. કવિકર્મ આમ સહેલું નથી હોતું. બ.ક.ઠા. સોનેટના સ્વરૂપને સાદ્યંત રજૂ કરી શકે છે અને છંદ પર તેમની હથોટી છે એની પ્રતીતિ એમનાં કાવ્યોમાંથી મળી રહે છે.

પ્રસ્તુત કાવ્ય ‘જૂનું પિયરઘર’ પિયરમાં આવેલી પરિણીત સ્ત્રીની આંતર–અનુભૂતિનું કાવ્ય છે. કાવ્યશીર્ષકમાં રહેલું ‘જૂનું’નો અર્થ પુરાણું–જૂનું–નવું નહિ એવો અભિધાત્મક નથી લેવાનો એ સ્પષ્ટતા કરવી રહી. ‘જૂનું’ એટલે અહિ પહેલાંનું – સમયના સંદર્ભમાં જૂનું. આવા જૂના–પહેલાંના ઘરમાં પરિણીત સ્ત્રી આવે છે, જ્યાં પહેલાં તે રહેતી હતી. ખાટ પર, હીંચકે બેસે છે ત્યાંથી કાવ્યનો ઊઘાડ થાય છે. ધ્રુવપંકિતમાં જ કવિત્વશક્તિનો પરિચય મળી રહે છેઃ

'બેઠી ખાટે, ફરીવળી બધે મેડીઓ ઓરડામાં,'

અહિ બેસવાની ક્રિયા છે; ચાલુ વર્તમાનકાળ છે – બેઠી. આ એક શબ્દ કાવ્યના પાત્રનો નિર્દેશક પણ બની રહે છેઃ બેઠી એટલે સ્ત્રી છે, બેઠો અર્થાત્ પુરુષ નહિ. બેસવાની ક્રિયાની સાથે જ તરત જ આવતા બીજા શબ્દોઃ 'ફરીવળી બધે' બહુ સૂચક છે. ઘણાં વરસે આપણે કોઇ સ્થળે ફરીવાર જઇએ ત્યારે આપણે આંખ દ્વારા તો સ્થળનું નિરીક્ષણ કરીએ જ છીએ, મન પણ રઘવાટમાં બધે ફરીવળે છે, મસ્તિષ્કમાં સ્મૃતિઓ સળવળી ઊઠે છે. બેસવા સાથે આંખો ચકળવકળ થઇને આખા ઓરડામાં, મેડીએ બધે જઇ આવે એવો ભાવસંકેત હવે પછી સ્મૃતિની રજૂઆત હશે એવો નિર્દેશ કરે છે.

ભૂતકાળ માણસનો પીછો નથી છોડતો. માણસ વર્તમાનમાં ભલે જીવતો હોય – એનો તંત ભૂતકાળ સુધી લંબાયેલો હોય છે, બલકે ભૂતકાળ એ વર્તમાનનો આધાર હોય છે. એના ટેકે વર્તમાન ઊભો રહે છે. કાવ્યનાયિકા ખાટ પર બેઠી તો ખરી પણ વરસો પછી પિયરમાં આવી છે એટલે એને પોતાનો ભૂતકાળ સાંભરે છે, બાળપણ સાંભરે છે. તને સાંભરે રે.. મને કેમ કરી વીસરે રે.. કવિ કહે છેઃ 'સ્મૃતિપડ બધાં ઊકલ્યાં આપ રૂડાં;' એની મેળે જ સ્મૃતિપડ ઊકલવા લાગ્યા. નાયિકા સ્મૃતિમાં–દિવાસ્વપ્નમાં શું જુએ છેઃ

'માડી મીઠી, સ્મિત મધુર ને ભવ્ય મૂર્તિ પિતાજી,'

માતા અને પિતાનું હૃદયંગમ રેખાચિત્ર એક જ પંક્તિમાં ઊપસી આવે છે. માતા માટે વિશેષણો ઓછાં પડે. અહિ એક જ વિશેષણથી ઓળખ આપી છેઃ મીઠી માડી. 'માડી' શબ્દમાં રહેલી મીઠાશ માણવાનો લહાવો લેવા જેવો છે. બોટાદકરનું કાવ્ય યાદ આવી જાયઃ મીઠાં મધુ ને મીઠા મેહુલા રે લોલ.. જ્યારે પિતા! એ તો ભવ્ય મૂર્તિ છે. દરેક બાળકમાં માતા–પિતાની છબિ હોય. એમાંય પિતા એટલે તો એને મન દુનિયાના સૌથી વધુ બુદ્ધિશાળી ને બળશાળી વ્યક્તિ. નાનાં બાળકો લડતાં હોય ત્યારે.. બન્ને બાળકો એકબીજાને એમ કહેતાં સંભળાયઃ 'મારા પપ્પાને કહી દઇશ.' આ આજની વાત નથી; કોણ જાણે કેટલા કાળથી બાળકો આ સંવાદ બોલતાં હશે! વળી, તરતની પંક્તિમાં આવતું દાદીનું પાત્ર બાળકો માટે ઘર–કુટુમ્બ માટે કેટલું વિશિષ્ટ હોય છે એ કહી આપે છે. બાળકો દાદા–દાદી પાસેથી જ સંસ્કારનું ભાથું વધારે બાંધતાં હશે, દાદા–દાદી આંગળીએ વળગાડી કે કાંખમાં તેડી આખો દિવસ ફર્યાં કરે ને રાત્રે.. પરીઓની ને રાક્ષસની ને વનની ને વાદળની ને રામાયણ કે મહાભારતની કથા–વાર્તા ચાલ્યા કરતી હોય... ચકા–ચકીની વાર્તા સાંભળીને જ સૂવાની ટેવ મોટા ભાગનાં બાળકોમાં પડી હશે... એવી દાદી નાયિકાની સ્મૃતિમાં જીવંત છેઃ

'દાદી વાંકી રસિક કરતી ગોષ્ઠિથી બાળ રાજી.'

ઉંમરને કારણે કેડથી વાંકી વળી ગયેલી દાદીનું ચિત્ર આંખ સામે ખડું થઇ જાય. કાવ્યનાયિકાને બા–બાપુ–દાદી સાથે પોતાનાં નાનાં ભાંડુઓ 'સોબતીઓ'–સખીઓ યાદ આવે છે. કવિએ બાળરમત સંતાકૂકડીનો સીધો નિર્દેશ કરવાને બદલે જુદી રીતે રમત રમવાની ક્રિયાને રજૂ કરી છે, જેમાં, એક જ પંક્તિમાંથી જુદા જુદા અર્થ નીપજે છે. આ બધાંની સાથેનાં ખટમીઠાં સ્મરણો, સંતાવાની રમત, એ સાથે જ એ બધાં જ વય બદલીને મોટાં થતાં જાય તે બધું જ યાદ આવે... કાવ્યનાયિકા પોતાને જ પોતાની આંખો સામે સ્મૃતિ રૂપે નાની–મોટી થતી નિહાળે છે. છેક બાળપણથી શરૂ થયેલી આ ફ્લેશબૅક જીવનસંધ્યા–મધ્યે સુધી – આજની આ ખાટ પર બેઠી તે ક્ષણ સુધીની જીવનચર્યા આંખ સામે ફિલમની પટ્ટી જેમ ફરી વળે છે.


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr.Tanvi Shukla

'ન્હાની મોટી બહુરૂપી થતી એક મૂર્તિ અનેરી'માં રહસ્ય પ્રગટે છે જે તરતની પંક્તિમાં પતિ પ્રત્યેના પ્રેમ સ્વરૂપે ઝળકે છેઃ 'ચોરીથી આ દિવસ સુધીમાં એવી જામી કલેજે'. સોનેટની છેલ્લી બે પંક્તિ – ૧૩મી ને ૧૪મી – ચોટદાર હોય, સમગ્ર કાવ્યના નિચોડ રૂપ હોય, તેવું તેના સ્વરૂપલક્ષણમાં જોવા મળ્યું છે. આ પંક્તિઓ 'બેસી ખાટે પિયરઘરમાં જિંદગી જોઈ સારી, ત્યારે જાણી અનહદ્ ગતિ, નાથ મ્હારા, ત્હમારી.' પ્રભુ–ઈશ્વર પ્રત્યેની આસ્થાનો નિર્દેશ કરે છે. 'ચોરીથી આ દિવસ સુધીમાં એવી જામી કલેજે'માં પતિનો નિર્દેશ છે અને છેલ્લી પંક્તિઓમાં 'નાથ' શબ્દ આવે એટલે ઘણાને પતિનો અર્થ સમજાયો છે, એવું વાંચવા મળ્યું છે, પણ અનહદ્ ગતિ (સમયનું નિરાળાપણું) તો ઈશ્વર એકમાત્રનું જ હોય, અન્યનું નહિ.

કાવ્યમાં એક પ્રકારની ગતિ છે. મંદાક્રાંતા છંદમાં વહેતી આ કવિતાનો મિજાજ પણ સમયના અર્થમાં વેગભર્યો છે. કોઇ એક ઉંમરની સ્ત્રી પિયરમાં આવીને પોતાના બાળપણથી માંડી અબઘડી સુધીની દૃશ્યાવલિ સ્મૃતિના સહારે અનુભવે એટલો દીર્ઘકાળ આ કાવ્યમાં રસાત્મક રીતે રજૂ થયો છે, એ રીતે પણ વેગ છે – કથાવસ્તુનો વેગ. એની સાથે અનહદની ગતિ પણ નિરાળી છે, ઈશ્વરની છે એવું 'નાથ મ્હારા, ત્હમારી'માંથી સહેજે સમજાય છે. સોનેટમાં કેટલાક શબ્દયુગ્મ, સમાસ માણવા જેવા છે. એની માત્ર યાદીથી જ સંતોષ લઇએ. કાવ્યનો આનંદ એના વાંચવામાંથી મેળવીએ એ વધુ સારું. સ્મૃતિપડ, સ્મિત મધુર, ભવ્ય મૂર્તિ, બાળ રાજી, સ્મૃતિછબી, જૂનું પિયરઘર આ શબ્દયુગ્મો મનમોહક છે, તો એમાંના કેટલાક કવિએ નિપજાવી કાઢેલા પણ છે. પંડિતયુગમાં ગુજરાતી ભાષાની લેખનશૈલી પણ આ કાવ્યમાં જોવા મળે છે. મારા, તમારી–માં 'હ' શ્રુતિનો ઊપયોગ મ્હારા, ત્હમારી શબ્દો સૂચવે છે.

---

**અજિત મકવાણા, સેક્ટર નં. ૧૩–એ, પ્લોટ નં. ૬૬૨–૨, ગાંધીનગર–૩૮૨૦૧૩**
**મો. ૯૩૭૪૬૦૬૫૫૪**


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr.Tanvi Shukla

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 2, Continuous Issue 2, March-April 2011

Prof. Mukesh Vyas: Ode to a Nightingale: An Analysis

---

Ode to a Nightingale is a poem by John Keats. It was written in May 1819 in the garden of Spaniards Inn, Hampstead. It was first published in Annals of the Fine- Arts in July of the same year.(1819)

According to Keats' friend Charles Brown," a nightingale had built its nest near his home in the Spring of 1819. Keats felt a 'tranquil' and continual joy in her song, and one morning he took his chair from the breakfast table to the grass plot under a plum tree, where he sat for two or three hours."

The pleasure and paind , joys and sorrows are inevitable in human life.Is it possible to get the true happiness in the mortal world , happiness that is lasting ?

The quest for such a permanent happiness seems to be the theme of the Ode To a Nightingale. Unlike the Ode to Psyche , this ode is not an expression of a single mood , but of succession of moods. The poem is in a sense a journey from one place to another. Keats takes us from the real world into the world of imagination and the world of Nightingale.

It is a longer poem of Keats. It has Eight Stanzas. Each Stanza consists of 10 Lines. The very first stanza opens with the poet's own sensations: "My heart Aches and a drowsy numbness pains.---"The atmosphere of gloom and weariness is created by the poet through all images------drowsy numbness;dull opiate; hemlock. All these feelings of drowsiness- numbness are created by the company of the Nightingale. Keats is not interested in the bird nightingale but in the song of the nightingale. The song represents immortality and eternity.Keats could visualize in the song a kind of release from the harsh realities of life.

(2 Stanza) In the second stanza the poet wants to escape from the pain of reality into a world of imagination or fantasy. He calls for wine. It is associated with dance-song and mirth.Keats creates beautiful image of Flora-the goddess of flowers.He seeks the aid of wine with a hope that it would lead him into the forest where the bird resides and sings its song.The poet wants to leave the mortal world and its harsh realities.

(3 Stanza) In the third stanza Keats shows a contrast between the two worlds------ The world of bird and the world of men. David Perkins comments:''Keats has been "too happy " with the song of rhe nightingale;" men are full of sorrow."(The Quest for Permance. P.249) The beauty in the mortal world is passing beauty and Love is transitory.The bird

belongs to another world that is free from sorrows and pains. Hence it is that the poet wishes to fade away and dissolve.(melt)He wishes to join the bird in the deep forest.

(4 Stanza) The wish to "fade away" with the nightingale becomes more intense in the fourth stanza.Keats rejects the help of wine and takes the aid of poesy-poetry. The God of wine is referred here as Bacchus who is often depicted in a chariot drawn by leopards.The wings of poetry carry the poet to the region of the bird and the queen-moon.The world of bird offers the poet the world of moon and her shining fairies.The night becomes tender for him.But then Keats returns to the physical world of man,where there is no light save the light that descends from heaven itself.However, for the bird the Queen- Moon illuminates the darkness.In this way poesy helps the poet by leading him towards the Nightingale. Poetry is more powerful than wine;imagination is stronger than hemlock (poison). The fourth stanza presents a conflict which lies at the heart of the poem.It is a conflict between the spirit and the body. The spirit is roaming in regions of pure light. The body remains below in darkness.

(5 Stanza) The poet is unable to recognize the flowers at his feet.Keats can visualize flowers with sweet fragrance through his imagination.The flowers are smelt but not seen. The beauty of the physical world is presented through the summer evenings. It is a picture of the fruit wild –tree, the violets,and the musk-rose.The Musk-Rose is full of dewy-wine. The entire picture of summer and the musk-rose creates a sense of joy and pleasure.

(6 Stanza) In the sixth stanza the poet is found in darkness hearing the song of the nightingale " Darkling I Listen: " The listening of the song reminds the poet about the death. The theme of the stanza is death and it haunts him much.In his letter to Fanny Brawne(25th july 1819)Keats had written—"I have two luxuries to brood over in my walks,your loveliness and the hour of my death."( Hyder Rollins.ed. The Letters of John Keats.Vol. II Cambridge,1958, p.123)

Keats is in love with death, but only half in love with it.The other half of his love he reserves for the muse (poetry)After hearing the very song of the nightingale, Keats tempted to feel death. To die at that very moment would be the most valuable and desirable experience:" Seems it rich to die----while thou art pouring fourth thy soul abroad/ In such ecstasy."Keats wishes to "cease upon the midnight with no pain"-Here it appears that Keats is thinking of death as a positive experience. In his Sleep and Poetry he has expressed that "I may die a death / of luxury." ( II,58–59) The nightingale remains unaffected by the imaginative experience of death of the poet. Keats realizes that he is mortal and he cannot hope to approach the immortal bird.

(7 Stanza) The poet calls the bird "Immortal Bird" The immortality of the bird is a debatable issue. One might like to ask: Was the nightingale not born for death? Was it an immortal bird? Now let us consider the various interpretations.

1. According to Robert Bridges the entire thought is "fanciful or superficial".(Robert Bridges Poetical Works of John Keats London, 1916, p.130)
2. The nightingale is a symbol.It is Keats's own creative imagination.
3. The actual bird has been transformed into a myth.
4. The bird represents the species. It achieves a kind of immortality as a species.

5. The bird doesn't know its going to die. We human beings know. We are subject to death. The bird is integrated in to nature. It is a part of natural processes whereas we are separated from nature.

The song lives on though the individual nightingales may perish. There are( 3) three references regarding the song of the nightingale.(1) It has been heard in ancient days by ' emperor' and 'clown'.It is general reference. The other two references are specific One is from the Old Testament.Ruth has also heard the song of the nightingale in her pathos.She represents human suffering.It is inevitable and unavoidable.The second image is from fairy tales. The song is heard in faery lands. It is a visionary world. Unless one possesses imaginative faculty, one cannot visualize this 'faery land 'Such lands are closed to the human beings.They are beyond time ,space,and specific identity.The faery lands have ' magic casements' These casements are opening on the foam of 'perilous seas. Such lands seems to be very remote and mysterious to men.

(8 Stanza)Keats returns to the mortal world with the sound of the word-'forlorn' The poet withdraws himself from the nightingale, from it's song and from it's visionary world.He is then tolled back to his 'sole self.The return to self is a kind of reminder that immortality and happiness can only be achievedin a visionary world.Now the song of the nightingale turns into a 'plaintive anthem'.The song of the bird 'fades'The song has lost its power of 'ecstasy' and happiness.It now becomes a plaintive means complaining anthem. The song of the nightingale fades and the vision of the poet, too, fades.We should note that the end of the ode on a Grecian Urn suggests a note of confidence. The beauty presented by the Urn is of permanent value to man.(Beauty is Truth Truth Beauty—ye know)The end the ode To A Nightingale leaves Keats in doubt whethere his experiences and encounters with the nightingale have been real or a kind of a 'vision' or a 'waking dream'

The ode consists of eight stanzas each containing 10 lines. The rhyme scheme abab cdecde has a link to the sonnet form. Each stanza uses a Shakespearean Quatrain abab with a Petrachan Sestet cdecde. The first seven and last two lines of each stanza are written in Iambic Pentameter;the eight line of each stanza is written in trimester.

**Conclusion**: In the present poem Keats has presented the two worlds------the mortal and the visionary. The nightingale belongs to an imaginative world, a visionary world. It achieves 'happiness' and 'ease'. The poet belongs to the mortal world. It is full of sufferings and sorrows. The very climax of the contrast between the bird and the poet can be seen in the 3rd stanza wherein the bird never knows ' the weariness, the fever, and the fret' of the mortal world. The poet is subject to death, while the bird transforms itself into a symbol and achieves immortality.The Ode ends on the most ambiguous and very typically Keatsian note:

"Was it a vision or a waking dream?
Fled is that music:-do I wake or sleep?"

Here we can say that Keats does follow the pattern of the Romantic Ode that ends with a mystery and suspense.

References:


1. H.W. Garrod .ed. Keats 2nd ed.1926; rpt.Oxford ,1939.
2. Robert Bridges,ed.Poetical Works of John Keats,London,1916.
3. Hyder Rollins.ed.The Letters of John Keats,Vol II Cambridge 1958.




**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr.Tanvi Shukla

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 2, Continuous Issue 2, March-April 2011

## જાત સાથે વાત – સુમન શાહ

---

**તા. 13 નવેમ્બર 2006**

જાત સાથે વાત ચાલુ થાય એટલે પોતપોતાનાં દરમાંથી વિચારો કૂદતાકૂદતા દોડી આવે. એમાંના ઠાવકા કેટલાક મારી આસપાસ ગોઠવાઈ જાય. કોઈ પલાઠીમાં. કોઈ અવળા પગે. કોઈ અધૂકડા, તો કોઈ ઊભા. કેટલાક ચાંપલા હોય. મારી પાંપણો પર ઝૂલવા લાગે. મને કશું જોવા ન દે. કેટલાક ચોર જેવા હોય છે. મારું કશે બીજે ધ્યાન હોય ત્યારે કાનમાં ઘૂસવાને ગૂફ્તેગો કરતા હોય છે. સરખું સાંભળવા ન દે. આ બે તો જૂઓ, યુનિફોર્મમાં છે. હોઠ પર રહ્યાં છે – પ્હેરો ભરવા. અરે ! એમણે શરૂ પણ કર્યું – લૅફ્ટ રાઇટ લૅફ્ટ રાઇટ. મારાથી બોલાતું નથી. વાત શરૂ કરવા જઉં કે કે તરત ઊડી જતી હોય છે. બારસાખે જઈ બેસે. પકડવા ઊઠું તો બાલ્કનીએ જઈ પ્હોંચે. મને ખબર હોય કે ઊડી જવાની આકાશે. એટલે પછી પીછો છોડું. ઊંઘી જાઉં. ઊંઘ એટલે ઊંઘ. ન વાત ન વિચાર. ન હું ન સામેવાળો....

અ–શક્ય ન હોય તો રોજ સવાર–સાંજ સૂર્યદર્શન કરું છું. દર્શન એટલે સૂર્યને જોવાનો એમ નહીં, એક્કી ટસે તાકવાનો. પલકારો મર્યા વગર, અપલક. નિષ્પલક શબ્દ પણ વાપરી શકાય. સૂર્ય આઈ–લેવલે હોવો જોઈએ. સ્કૅલ–માપમાં કહેવું હોય તો એમ કહેવાય કે એક હાઈરાઈઝડ જેટલો ઊંચે દસ માળના બિલ્ડિન્ગ જેટલો. માધ્યમિકમાં માધુસ્કર માસ્તર હતા. ડ્રોઈન્ગ–ટીચર. ઑબ્જેક્ટ–ડ્રોઈન્ગનો મુદ્દો શીખવેલોઃ સામેની વસ્તુ તરફ હાથ લંબાવી એક આંખ બન્ધ રાખવાની. હાથમાંથી પૅન્સિલથી એનું માપ લેવાનું. જે આવે એ. એ માપે એને કાગળ પર દોરવાની. એ જમાનાની શાળાઓને, ખબર છે– મળી–મળીને ઑબ્જેક્ટ કેવાક મળતા ? કૅરોસિનનો ડબ્બો. બાજુમાં શીશો ન ઉપર સાવરણી. કહે છે, બધી શાળાઓમાં એ ત્રિ–મૂર્તિ જ હોય. શિક્ષણમાં રેઢિયાળ હોવાનુંરહેવાનું સ્મરણીય દૃષ્ટાંત. મારા બધા ઑબજેક્ટ બરાબર ઊતરતા, ન મોટા ન નાના. કહેવાનો મતલબ એમ છે કે રેઢિયાળે ય રસ્તો નીકળે. શીખનારમાં દમ જોઈએ... હું ઈન્ટરમિજ્યેટ ડ્રોઈન્ગ પાસ છું...

સૂર્યને એમ તાકવાથી એની તેજસ્વીતા નરમ પડી જાય છે. દરેક તેજસ્વીને તાકવાથી એમ નથી થતું. થવું જોઈએ, કેમકે સૂર્યથી મોટું કોઈ નથી. એનાથી ઊંચું પણ કોણ છે ? સૂર્ય તેજસ્વીતામાંથી લાલ લાલમાંથી કેસરી પછી પીળો આછો પીળો ને છેલ્લે તો ચન્દ્ર જેવો શાન્ત થઈ જાય છે – જાણે એલ્યુમિનિયમનો હોય. અથવા મારે એમ કહેવું જોઈએ કે એનું બધું તેજ મારા મસ્તકમાં પ્રસરી જાય છે. આજુબાજુનું આકાશ જે તેજમાં ઓળઘોળ હતું, આછરીને ઠંડું ભૂરું કે નીલ વર્ણનું થઈ આવે છે. તેજસ્વી નરમ પડે એટલે આસપાસનાંને કમ્ફર્ટેબલ ફિલ થાય – એના જેવું.

એક ન કરવા જેવી ખાનગી વાત છેઃ એવે વખતે કોઈ વાર મેં સૂર્યમાં ય, ચન્દ્રને છે એવુ લાન્છન ભાળ્યું છે. મારી ટેવને લીધે હશે. પૂર્ણ સૌન્દર્ય કાજેની સમીક્ષા બુદ્ધિને કારણે હશે. કે પછી આંખોની નબળાઇને કારણે પણ હોય. જોકે, હમણાં જ નમ્બર કઢાવ્યા તો ખબર પડી કે આંખો સારી થઈ ગઈ છે, અરધો નમ્બર ઓછો થઈ ગયો છે. મને 68મું બેઠું છે તોય. હમણાં હમણાંથી મારે આમ મારી ઉમ્મર જણાવવી પડે છે કેમકે, લોકો હજી મને નાનો ગણે છે. નાનો શબ્દ હું ન વાપરું કેમકે ત્યાં, દેખાય છે કે, અનુચિત છે. પણ હમણાં વડોદરામાં એક વિદ્વાને વાપરી બતાવ્યો.

વ્યાખ્યાન–કાર્યક્રમ હતો. પૂરો થયા પછી બધા કહે, મજા આવી, ખરેખર મજા આવી. આ મજા શબ્દ પણ ઠીક નથી છતાં શાબાશીદાયક હોઈ ગમે, નડે નહીં. પેલા વિદ્વાને પણ કહ્યુઃ બહુ મજા આવી. પછી બોલ્યાઃ એક વાત કહું સુમનભાઈ– મારી હથેળીઓ એમની હથેળીઓમાં લેવાઈ ગયેલી– તમને જ્યારે જોઉં છું ત્યારે નાના જ લાગો છો, નાના ને નાના થતાં જાઓ છો. આજુબાજુનાં બધાં હસી પડેલાં. મિશ્ર હતું એ હાસ્ય. એમાં એમની કે મારી મશ્કરીની લિજ્જત હતી. મારી હથેળીઓને મેં ઢીલી અનુભવી, છૂટવા કરતી'તી.

વિદ્વાન મિત્ર નિર્દોષ હતા પણ ભાષા દોષ ફેલાવીને રહેલી. આજે યાદ કરતાં સમજાય છે કે મૂળ દોષ મારો જ છે. હું નાનો નહીં મોટો લાગવો જોઈએ. પ્રારબ્ધ અને પરિશ્રમના સુયોગે એવો જે લાગું છું તે બરાબર નથી. મારે લાંબા–પ્હૉળ–જાડા લાગવું જોઈએ. મારા વાળ ધૉળા હોવા જોઈએ. એ ય અધિક નહીં, અલ્પતમ. મારો દાંત એકાદ પડેલો હોવો જોઈએ ને તે, દેખાય એવો હોવો જોઈએ. કોઈ દાઢ સડેલી હોય તો સારું છે.. મારે ઝભ્ભો–લેંઘો ને ચમ્પલ પ્હેરવાં જોઈએ, ખાદી ગ્રામોદ્યોગનાં...

દીવાળી હમણાં જ ગઈ. નૂતન વર્ષાભિનંદનનાં કાર્ડ આવ્યાં છે. એમાં એક મારા બચપણના મિત્ર અશોક શાહનું છે. એકડિયા–બગડિયાથી અમે સાથે હતા. એય રિટાયર્ડ થયો છે. વડોદરાની આર.એમ.એસ. પોસ્ટ–ઑફિસમાં મોટા પદે હતો. વર્ષમાં બે–એકવાર એ મને લખે છે. હું એકાદ વાર સામટો જવાબ લખું છું. અશોક શાહ, નિશાળમાં અશોક મોતીલાલ, હું સુમન ગોવિન્દ, એક ત્રીજો ઈન્દુ પટેલ તે ઈન્દુ ગોવિન્દ. એ જમાનામાં એમ કહેતા હતા. મફત ગગલ જેવું. અમારા ગામ ડભોઈમાં એક શેઠ હતા, રમણ ગોપાલ...

અશોક મોતીલાલનું પોસ્ટકાર્ડ નવા વર્ષની લાલ શાહીમાં આમ શરૂ થાય છેઃ
ભાઈશ્રી સુમન. તથા અ.સૌ. રશ્મી.
વિક્રમ સંવત 2063થી શરૂ થતું નવું વર્ષ. સુખ સમૃદ્ધિ અને આરોગ્યમય નીવડે એજ અભ્યર્થના.
પૂર્વરાગ–મદીર– પરદેશ છે. ત્યાં એ બધાં મજામાં હશે.
અવાર–નવાર તારાં સાહિત્યવિવેચનનાં પુસ્તકો મળે છે. ત્યારે – બાળપણમાં જે સ્વભાવ. કડક સમાલોચના. તારા સાહિત્યવિવેચનમાં વર્તાય છે. ખૅર. પરબ કે શબ્દસૃષ્ટિ જોવાથી તને રૂબરૂ મલ્યાનો સંતોષ થાય છે.
કોકીલા અને અશોક શાહ. જય શ્રી કૃષ્ણ.

આ મુજબનો અશોકનો પત્ર વાંચી હું મલકી પડ્યો. એમ કે નાનપણમાં ય હું કડક સમાલોચક સ્વભાવનો હતો ! બહુ કહેવાય ! ન–સાહિત્યકાર મિત્ર વાંચે ને આમ નિખાલસ પ્રતિભાવે ય આપે છે. એથી ઘણા ન–સારા વચ્ચે સારું લાગે છે.

એવો ક્યારે હોઈશ–? વિચારતાં એક પ્રસંગ યાદ આવે છે. હું અશોક ન ઈન્દુ અમે ત્રણેય જણા ત્રીજા–ચોથામાં હોઈશું. એક જ પાટલીએ એજ ક્રમમાં બેસતા. અશોકને ગણિત એકદમ આવડે. ઈન્દુને ય આવડે. મને ન આવડે. અશોક નેતા જેવો ય ખરો, સમાજસેવાના કહે, તું એના જેવો થાય તો દાખલા

આવડે. અશોક નેતા જેવો ય ખરો. સમાજસેવાના સંસ્કાર ઘરમાંથી પામેલો. એકવાર કહેઃ સમાચારોનું આપણે હસ્તલિખિત મેગેઝિન કાઢીએ. આ વાત અમે છઠ્ઠા–સાતમામાં હોઇશું ત્યારની છે. મોટું કાર્ડ–પેપર લેવાનું. લખવાનું તારે, મને કહે, તારા અક્ષર સારા છે. ચૉંટાડવાનું ભીંતે, અમારા વગાની – પટેલવગા– કોઈ આગળ પડતી ભીંતે. મને એવું સીમિત પ્રકાશન નાપસંદ હશે તે મેં વિરોધ કરેલો. કહેલું, કે ના, ટાવરે લાઈબ્રેરી છે – સયાજી સાર્વજનિક પુસ્તકાલય – તેના ઓટલાની ભીંતે ચોટાડવાનું. ગામ આખાને ખબર પડે. એ વાતે અમારી વચ્ચે અંટસ પડેલી ને રૂસણું લઈ મેં એની જોડે બોલવાનું બન્ધ કરેલું. વગેરે.

એકાએક કેમ ટૂંકાવ્યું ? ખબર પડી કે ફુલ્લ–સ્પીડે અતીતરાગ નામના નગર ભણી ધસી રહ્યો છું. જાત સાથેની વાતનું આ જોખમ છે. લખાણ પ્રકૃતિએ કરીને ભવિષ્ય–તરફી હોય છે. લીટી પછી લીટી. ફકરા પછી ફકરો. કાગળ પછી કાગળ. પણ ચિત્તમાં એવું બધું સીધી લીટીનું નથી હોતું. ત્યાં તો ત્રણેય કે અંગ્રેજી વ્યાકરણના નવે નવ કાળ – 27 પણ કહેવાયા છે – યુગપત્ હગોય છે. એક વિકસી ચૂકેલી ને વિકસ્યા કરતી ગૂંચ. પણ વાતો મોટાભાગે ભૂતકાળ નામના કૂવામાંથી ચાલી આવે છે. સામાની જિજ્ઞાશા ખીલે એનો માણસની વાત વિશેનો રસ જાગે એ સન્તોષ પામે એ બધું ખરું. એમ થવું જોઈએ એ પણ ખરું. છતાં મને એવું લાગે છે કે હું મારી નહીં પણ કોઈ બીજા જ સુમન શાહની વાતો કરી રહ્યો છું. મારાથી છૂટો ને છેટો પડી ગયેલો કોઈ સ્વાયત્ત અને સ્વૈર જણ. એવો હું, જે પેલા કૂવામાં મોઢું જોવામાં તલ્લીન છે. વાત ભૂલીને જાતને જોતો છે. જરૂર લાગ્યે નીચે ઊતરતો છે. ડૂબકી લગાવતો છે. ક્યારેક પાછો ન આવતો છે.

મારે એને બિલાડી નાંખીને ઉપર પાછો લાવવો પડે છે. બિલાડી તે મ્યાંઉ નહીં, કૅટ નહીં. ન્હૉરદાર મોટા પંજાનું લોખંડનું સાધન. દોરડે બાંધી નીચે ઉતરવાનું. કૂવામાં પડી ગયેલી ચીજ–વસ્તુને – ડૉલ, પેચવાળો લોટો, બચીબેનની ઘાઘરી પણ – કળથી ફંફોસવાની. પંજામાં ભરાઈ કે ભેરવાઈ એમ લાગે એટલે આસ્તે આસ્તે ઉપર ખેંચી પાડવાની. બિલાડી ઉતારનારો ખુશ. ચીજ–વસ્તુ પાછી મેળવનારું ખુશ. જોનારાં ખુશ. સદ્યસ્નાતા બિલાડી પાછી ઝૂલે ખીંટીએ. એની ટપક ઝિલાય ને શોષાય લીંપણની ઓકળીઓમાં...આ આરસમાં ઓકળીઓ ? ના મળે. છાણમાટીથી દૂર થયે વરસો વીતી ગયાં. દેખાય છે બા– કાછડો વાળીને લીંપણ કરતી બા. વિદેશમાં દીકરાઓને ત્યાં વૂડન ફર્શ. એ પર કાર્પેટ. મારે એને એ પર ચલાવવી'તી...એ તો નથી...

### તા. 16 નવેમ્બર 2006

ટૂંકા સમયગાળામાં આપણાં આઠ સાહિત્યકારો કાયમ માટે ચાલી ગયા. આઠેય હતા નિત્યજાગ્રત સારસ્વતો. નિતાન્ત લેખનધર્મી સાધકો. વજન ઘણું ચાલ્યું ગયું. ગુજરાતી સાહિત્યનું એક પલ્લું ખાસ્સું અધ્ધર થઈ ગયું. સરખું થતાં દાયકાઓ નીકળી જતાં હોય છે. ખરું કે નહીં – ?

દરેક મૃત્યુ યાદ કરાવે છે કે એને આપણે કેવું તો વીસરી ગયેલા. જીવન નામના મહા મહોત્સવમાં કંઈ કેવા તો મચી પડેલા. અને ખરેખર એવું જ નથી ? ક્ષણ ક્ષણની નવતાથી ઘડીક બાઘા બની જવાય છે. નજર ઓજડવાઈ થઈ જાય છે. વારે વારે ઝૂંક વાગે છે તો ય રઢ મેલતા નથી. બ્હૅર મારી ગઈ હોય તો ય શું છે કેવું છે પૂછ્યાં કરીએ છીએ. જીભ દાઝે છે તો ય કહે છે શું – ખબર છે – ? ટૅસડા છે બાપુ ! જીવ ચૂંટલા ભરી ભરીને લ્હાવા લે છે. મસ્તક ઢૂંઢ્યા કરે છે સુગન્ધ. દરેક કેમ છો–નો ઉત્તર, મજામા છું મળે છે. દરેક શું ચાલે છે –નો જવાબ, જલ્સા છે મળે છે.


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr.Tanvi Shukla

એક જ સમયગાળાનાં આટલાં બધાં અવસાનોએ સાઠીએ પહોંચેલા વયસ્કોને થોડા ઊંચાનીચા ય કર્યા. બધા તન્ત અર્થહીન ભાસ્યા. ખટપટો ને માથાઝીંકોની ક્ષુલ્લુકતા દેખાઈ ગઈ. વાસ્તવિકતાનો મુદ્દો ચર્ચતી વખતે વિદ્યાર્થીઓને હું કહેતોઃ પ્રત્યેક ક્ષણે માણસ પોતાના મૃત્યુની નજીક જાય છે એથી મોટી વાસ્તવિકતા એકેય નથી. આ હકીકત ચર્ચા કે ચકાસણીથી પર છે. નિરપવાદ વાત છે. આટલું કહેવા દરમ્યાન હું એકલો મારા મૃત્યુની નજીક પહોંચ્યો. સાંભળવા દરમ્યાન તમારામાંનું દરેક પણ પહોંચ્યું જ વળી ! આખો વર્ગ હસી પડતો પણ વાત ઊંડે ઊતરી જતી. મૃત્યુ વિશે ક્યારેક એમ કહેતોઃ કે મૃત્યુ અનિવાર્ય છે એવું સર્વસાધારણ જ્ઞાન પ્રત્યેક મનુષ્ય ધરાવે છે. પણ મારું હમણાં નથી એવું વિશિષ્ટ અ–જ્ઞાન પણ ધરાવે છે. મૃત્યુ બધો ભેગ ગાળી નાંખનારી ચાળણી છે ને તેથી મૃતકના ગુણ વધારે બતાડે છે. કોઈપણ શ્રદ્ધાંજલિ ગુણવાચક વધારે હોય છે. એમાં બનાવટ નથી હોતી. હોય તો પરખાઈ આવે છે. ખરેખર તો શ્રદ્ધાંજલિ કશાક ગિલ્ટના પુશથી–હડસેલાથી– લખાતી હોય છેઃ મેં એને પૂરતો પ્રેમ ન આપ્યો…ત્યારે એને સમજવાનો ડૉળ કર્યો…વારે વારે એને ટાળ્યો…એના માર્ગમાં રોડાં નાંખ્યાં…વગેરે

કવિસમ્મેલનોના સુખ્યાત એન્કર અને ગઝલકાર અંકિત ત્રિવેદી હવે સમ્પાદક સ્વરૂપે બહાર પણ પડ્યા છે. સામયિક લઈને નહીં, પુસ્તક લઈને. એમણે ધમાધમ એક સમ્પાદન પ્રકાશિત કર્યુંઃ 'મિસિંગ બક્ષી' સંજય વૈદ્ય સાથે. ચંદ્રકાન્ત બક્ષીને અપાયેલી શ્રદ્ધાંજલિઓ સ્મરણાંજલિઓનો સંચય. વિરલ કહેવાય. નહીં ? આજકાલ ગુજરાતી સાહિત્યસમાજ સ્વ–મુખી થવા માંડ્યો લાગે છે. બધા અંગત અંગત તરફ ઝૂકી રહ્યાં છે. અંજલિઓ યાદો, રેખાચિત્રો. ને હવે એનેક્ડૉટ્સ, પ્રકાશ વેગડ કરવાના છે. બાબુ સુથાર 'સન્ધિ' નામનું સામયિક અમેરિકાથી કરી રહ્યાં છે. પોતાના પહેલા અંક માટે એમણે મારા જેવાને કહ્યું છેઃ તમારી ડાયરીના બેચાર પાના આપો. આ જે છે મારી 'જાત સાથેની વાત' તે એવાં પાનાં છે. બધાને આપનાર છું. આ સઘળું લાઈફ–લિટરેચર કહેવાય. લાઈફનું લાઈફની રીતિનું સીધું નિરૂપણ, આત્મકથનના સૂરમાં.

મિત્ર અંકિતને સમ્પાદક થવાનો ચસ્કો લાગ્યો કે શું– તે માગે છે કે મારે એને 'મારું સત્ય' વિશે લેખ કરી આપવો. બીજાઓ પણ કરી આપશે. પોતાના સત્ય વિશે. અંકિત એવાં બીજાં બે સમ્પાદનો પણ કરી શકે. લેખકોને એણે પૂછ્યું છે કે શિવ વિશે શું માનો છો. શિવમ્ વિશે લેખ કરી આપો. સૌન્દર્ય વિશેના તમારા ખ્યાલો શા છે ? સુન્દરમ્ વિશે લખી આપો. સત્યમ્ શિવમ્ સુન્દરમ્. રાજકપૂરે ઝિન્નત અમાનને, લાઈફના સમુચિત વળાંકે હતી ત્યારે, નચાવીને એ ત્રણેય સિદ્ધ કરેલાં એમ કોઈ માનતું હોય તો એને સાવ ખોટામાં નહીં ખપાવાય…

લાઈફ વિચારોને મન્તવ્યોને ભાષાને કે કલાને ટોન–ડાઉન કરી નાખનારી ચીજ છે. બધું અંગતતાની ખીણમાં. નીરંગ. નિસ્તેજ. ક્યારે બરાબર ને ક્યારે નહીં તે તો લાંબી વાત છે. ટૂંકી વાત ટલી છે કે આ રસ્તો ઢાળવાળો છે…

---

**ડો. સુમન શાહ, જી । 730 શબરી ટાવર, વસ્ત્રાપુર અમદાવાદ–380015 ફોન– 079–26749635. મેઈલ આઈ.ડી. suman_g_shah@yahoo.com**